# ઝાએચએ તકદીર.

એટલે

# * તકદીરની જોતીશ. *



જેની અંદર

હઝરતે દાનીયાલ પયગમબર અ૦ની કીતાબ નામે "મફાતીહુલ્લ ગયબ" ને આધારે ફાલની રીત લખવામાં આવી છે.



છપાવી પ્રગટ કરનાર

**હાજી ગુલામઅલી હાજી ઈસમાઈલ.**

અધિપતી "રાહેનજાત" "બાગેનજાત" અને "નુરેહુમા ન તફસીર, હદાકએ શીઆહ, ઝાદુસ્સાલેહીન વી૦ ૧૩૨ કીતાબોના કર્તા.

**અહેમદઆબાદ-ઠે૦ પાંચપટ્ટી.**



કીંમત પોસ્ટેજ સુધાં રૂ ૧ાા= આફ્રીકા રૂ૧ાાા.

તા૦ ૨૦ મી માહે જમાદીઉલ આખર સન ૧૩૨૭ હી૦



સન ૧૯૦૯ ઇસવી, સંવત ૧૯૬૫ વી૦



ઇસ્નાઅશરી પ્રીન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

# અમારે ત્યાં મળતી ઈસ્લામી કીતાબો વી૦નું ટુંક લીસ્ટ.

મોટું લીસ્ટ અરધો આનો મોકલીને મંગાવો. નીચેની કીતાબોનું પોસ્ટેજ જુદું.

**આખી દુન્યામાં શીઆહનું ગુજરાતી પહેલું અને એકલું જ રેગ્યુલર ૪૦ પેજનું ૧૭ વરસથી માન પામેલું અને સસ્તુ માસીક.**

**૧ વરસે રૂ ૨ રૂ ૨ા { રા હે ન જા ત. } વરસના પેજ ૫૦૦**

જે બાબતોના સર્વે આતુર છે તે અ૦ હવે આવે છે, ચાલુ જમાનામાં ઇસલામ ઉપર આર્યા સમાજ, બાબીયો, નસારા, વી૦ ના થતા એઅતેરાઝો અને સમજ્યા વીના અર્થના અનર્થ કરનારાઓ, વી૦ના ઉમદા અસરકારક જવાબો.

કુરઆને શરીફની આલીશાન મ્હોટી તફસીર, ત્રણ ભાગમાં રૂ ૩૦
અમ્માનો પારો અરબી, ગુજરાતી તરજુમા અને તફસીર સહીત રૂ૧ા
કમરે બનીહાશમ, હઝરતે અબ્બાસ અ૦ નું જીવનચરીત્ર રૂ ૦ા
બહરૂલ મસાએબ, ઉમદા ઉમદા પચાસ મજલીસોની રૂ૨ તથા રૂ૨ા
અમુલ્ય તાવીજ હરણના ચામડા ઉપર કસ્તુરીથી લખેલું રૂ૨ા રૂ૫
નુરેઇમાન, મજલીસો મરસીઆ વી૦નું બે માસીક ચોપાન્યું વરસે રૂ૧ા
બાગેનજાત નોવેલ તરીકે વાંચવા લાયક ઉમદા વીષયોનુ રસીકમાસીક રૂ૨
મુખ્તારનામું મોટું ઘણા ખુલાસા અને લંબાણથી ૩૫૦ પેજમાં રૂ૨
મોઅજીઝાતે મુરતઝવી હ૦ અલી અ૦ના ૫૦ મોઅજીઝાની રૂ ૧
અહવાલુન્નીસા ખાસ ઓરતોના અહવાલની મશહુર માઆરૂફ રૂ૧ા
હદીકએ શીઆહ, શીઆહ મઝહબ વી૦ નો ટુંક અહવાલ રૂ૧)≡
તોહફતુઝ્ઝાએરીન ઝીયારતનો અજાએબ સવાબ, કરબલાના રસ્તા
વી૦નું બયાન, ઝીયારત અને રોઝા મુબારકોના નકશા સહીત રૂ૦ાા
ઝાદુસ્સાલેહીન બાર મહીનાના અઅમાલ જાણવા જેવી બાબતો રૂ૨)
દુરરેબેબહા જેની અંદર ૧૪ માઅસુમ અ૦ નો અહવાલ છે રૂ૧ા
મખઝનુલ મસાએલ સવાલ જવાબ તરીકે ઘણા મસાએલ રૂ ૧)
તાલીમુન્નીસા પાઠ હીકાયતો વી૦ ભાગ ૬ રૂ૦ાા બબે ભાગનો રૂ૦
વઝીફે જાતજાતના અમલ ઉમદા દોઆઓ ખુદાના ૨૫ કસમ રૂ૦ા≡
ગુલશને માતમ ૬૦ જુદી જુદી જાતના ઉમદા નવહા વી૦ રૂ૦
સો હીકાયત રસીક અને નસીહત ભરેલી ઉમદા ઉમદા ૦)≡ાા
માબાપના હકની કીતાબ ઉરદુ ભાષા, ગુજરાતી હરફ રૂ ૦
નુરૂલઓયુન યાસીન વી૦ ૭ સુરા અરબી તથા ગુજરાતીમાં રૂ ૦ા
બોસ્તાને કરબલા, ભાગ ૧ લો ઉમદા ઉમદા મરસીયાહ રૂ ૦ા≡

# ઝાએચએ તકદીર.

**બિસ્મીલ્લાહિરૅ રહૅમાનિરૅ રહીમ.**

**અલ્હમ્દો લિલ્લાહે રબ્બીલ્આલમીન, વસ્સ-લાતો વસ્સલામો અલા મોહમ્મદિને વઆ-લેહી ત્તૉહેરીન હમચૅસૂમીન.**

તમામ બીરાદરાને ઇમાનીની ખીદમતમાં અરજ કરવામાં આવે છે કે ઇલ્મનો એક એવો **અમીક** (ઉંડો) દરીયા છે કે જેની હદ નથી, અને આ નાચીજે પોતાથી બનતા સુધી **અહલેબયત** અ૦ ના ફઝાએલ, મોઅ-જીઝા, મસાએબ તથા અહવાલ તેમજ અહકામ, મસાએલ, નબીયોના અહવાલ તથા અઅમાલ વી૦ વી૦ બાબતોની કેટલીક કીતાબો ગુજરાતી ભાષામાં છપાવી છે, **અલહમ્દોલીલ્લાહ** સત્તર વરસના **રાહેનજાત**ની સત્તર કીતાબ, અને પંદર વરસના **નુરેઇમાન**ની પંદર કીતાબ, અને **બાગેનજાત**ની બે કીતાબ, અને **કુરઆને શરીફ**ની મોટી પાંચ ભાગમાં **તફસીર**, અને બીજી કેટલીક કીતાબો મળી આશરે **૧૩૦** ની સંખ્યા થાય છે.

હવે હાલ વીચાર થયો કે લોકો રમલ અને ફાલ વી૦ જોવરાવી નાહક નાણા બરબાદ કરે છે, તેથી આપણા મજહબના આલીમે હ૦ **દાનીયાલ પયગમબર** અ૦ ની કીતાબ નામે **મફાતીહુલ ગયબ**નો તરજુમો કરી તેનું નામ **ઝાએચએ તકદીર** રાખ્યું છે, તેનો તરજુમો ગુજરાતીમાં કરીએ કે તેથી જોતીશ નજુમ વી૦ જોવરાવવાની જરૂરત રહે નહી, તેથી અમોએ એ કીતાબ રજીસ્ટર હોવાથી તેના કર્તાને સારી રકમ આપી અમોએ તરજુમાનો હક મેળવી તરજુમો કરી છપાવી છે, અને અમોએ પણ આનું નામ **ઝાએચએ તકદીર** રાખ્યું છે.

# ઝાએચએ તકદીર.



## દીબાચો.



જાણવું જોઇએ કે આ કીતાબ દીલ્લીવાળા જનાબ ફઝાએલ મઆબ મૌલાના વમુકતદાના આતેમુલવાએઝીન અને સુલતાનુઝ્ઝાકેરીન જનાબ **મૌલવી સૈયદ મકબુલ અહમદ સાહેબ** દામઝીલ્લહુલ આલી (રામપુર સ્ટેટના **નવ્વાબ સાહેબ** બહાદુર દામઇકબાલહુના મુસાહેબ) એ તાલીફ ફરમાવી છે, અને તેઓએ એ કીતાબના દીબાચામાં ખુદાનો **હમ્દ** અને **આઇમ્મએ માઅસુમીન**ની **તાઅરીફ** બાદ જે કાંઈ લખ્યું છે તેનો ખુલાસો નીચે મુજબ.

ખુદાએ દરેક ઇનસાનને એવી સ્થીતીમાં બનાવ્યો કે ઇનસાને તે ખુદાનો ઇકરાર કર્યો, અને એ ઇકરાર કરવાનું કારણ ઇનસાનની અશકતતા, જહાલત અને હાજત છે, અગર ખુદાવંદે કરીમ એ પ્રમાણે ઇનસાનને ન બનાવતે અને હદથી વધારે કુદરત આપતે તો ઇનસાન શાયદ જમીન ઉપર પગ પણ ન રાખતે, તેણે ફના થવાનો કાયદો એવો રાખ્યો છે કે તેની સામે તમામ અશક્ત અને લાચાર છે, અને એ વાજીબુલવજુદની સામે આઝીજીથી રડવા શીવાય કાંઇ થઇ શકતું નથી, તોપણ કેટલાંક એવા થઈ ગયા કે આ દુનીયાની જુજ ચીજના માલીક થવાથી પોતેજ ખુદા થઈ બેઠા અને પોતાને ખુદા કહેવરાવવાની હીમ્મત કરી, અને આ જમાનામાં પણ ખુદાએતઆલાએ દુનીયાનો કારોબાર ચાલવા માટે જે ઇલ્મ બતાવેલ છે તેમાંનો થોડો ઇલ્મ જેમ તેમ હાંસીલ કરી કેટલાંક એવા મગરૂર બની ગયા કે ખુદાની જાતનો ઇનકાર કરે છે, તો પણ તેઓ ઉપર જ્યારે મુસીબત પડે છે ત્યારે તેઓનું દીલ કોઇ એવી જાતનો આશરો શોધે છે કે જે તેઓને એવી મુસીબત વખતે મદદ કરે, તો તેથી સાબીત થાય છે કે ઇનસાનને માટે ખુદાએ એવી તબીયત બનાવી છે કે તે જરૂર કોઇ પણ વખતે પોતાના પયદા કરનાર તરફ રજુ કરે.

તમામ મઝહબવાળાઓ એ બાબતનો ઝાહેર અથવા બાતીનમાં ઇકરાર

કરે છે કે આપણા ઉપર જેણે એહસાન કર્યું તે મુનઈમ (ઇનામ આપનાર) નો શુક્ર અદા કરવો વાજીબ છે, અને મોહસીન ( એહસાર કરનાર ) નો એહસાન માનવો લાઝીમ છે, અને એ મુનઈમ અને મોહસીન હકીકતમાં ખુદા છે, અને જાહેરમાં કેટલાંક ઈનસાન પણ છે, તો ખુદા તેમજ ઇનસાન જે એહસાન કરે તેઓનો શુક્ર કરવો જરૂર છે.

તે પરવરદીગારે આલમ તમામ જહાનનો ઇન્તેઝામ કરવાવાળો આ તદબીરથી ચલાવવાવાળો છે, તેણે પોતાની કુદરતના કાયદા મુકરરર કર્યા છે, તેનીજ પાસે તમામ જાતના ઇલ્મની ચાવી છે, અને તેણે પોતાની અનહદ મેહરબાનીથી ઈનસાનને ઇલ્મ અને અક્કલથી શણગાર્યો છે, અને તેઓ તેની નેઅમતોના શુકર કરે તે માટે મોટા દરજા મુકરરર કર્યા છે, અને તેમાંના કેટલાંક એવા મોટા દરજાવાળા અને રાઅરેફતને કમાલ દરજે પહોંચેલા થયા કે તેઓને પોતાનો ખાસ ઇલ્મ અતા ફરમાવ્યો, અને મોટો હોદ્દો અતા કર્યો જેમકે પયગમબર,, ઇમામ વી૦

એ બુઝરગોમાંના હ૦ દાનીયાલ પયગમબર અ૦ પણ છે, જેઓને ખુદાએતઆલાએ મફાતીહુલ ગયબ નામની કીતાબ અતા ફરમાવી હતી, જેથી તેઓ ભુત અને ભવિષ્યનો હાલ પુરેપુરો જાણી શકતા હતા, નજુમ, જ્યોતીશ, જઅફર અને રમલ વી૦ ના ઇલ્મ તમામ એજ કીતાબથી નીકળેલા છે, પણ એ કીતાબથી મજકુર ઇલ્મ કાઢનાર કામીલ ન હોવાથી તેઓના જ્યોતીશ અને રમલ વી૦ માં ભુલો થાય છે, પણ અસલ કીતાબમાં ભુલ નથી. હાંસલકલામ તમામ લોકોના ફાયદા માટે એ કીતાબનો તરજુમો કરી પેશ કરવામાં આવે છે, માટે તરજુમો કરનારના હકમાં દોઆએ ખયર ફરમાવશો.



## ✲ ઝાએચએ તકદીરનો ટુંક હાલ. ✲



આ કીતાબ બનાવનાર સાહેબે આ કીતાબ વીશે કેટલીક હકીકત લંબાણથી લખી છે તેમાંથી જરૂરત જેટલો ખુલાસો લખીએ છીએ કે હ૦ દાનીયાલ પયગમબરની મફાતીહુલ ગયબ નામની કીતાબ એ જમાનાના આલીમોએ ચામડાના કાગળ ઉપર લખેલી હતી, અને તેની ભાષા "ઇબરાની" હતી, તે પછી તેનો તરજુમો "સુરયાની" ભાષામાં થયો અને

તેનો તરજુમો "કીબ્તી"માં થયો, પણ અસલ કીતાબને બોખ્તનસર લઇ ગયો કે જેણે બયતુલ મુકદ્દસ ઉપર હમલો કર્યો હતો, અને ૯૦ ઇસા ૭૦ ના જમાનામાં સન ૩૦ ઇસ્વીમાં રાહેબોએ અને કાહેનોએ એ સુરીયાની ભાષામાંથી પાછો ઇબરાની ભાષામાં તરજુમો કર્યો, અને તેની નકલ ઝારે રૂસના કુતુબખાનામાં મૌજુદ છે, અને ઇટાલીયામાં પોપસાહેબના કુતુબખાનામાં સુરયાની અને યુનાની ભાષામાં મૌજુદ છે, અને જે ચામડાની કીતાબ બોખ્તનસર લઇ ગયો હતો તે ચંગીઝખાનને હાથ આવી, અને ત્યાંથી ચીનમાં ગઇ, અને ત્યાં એ બગીચો કે જે બસો માઇલ સમચોરસ છે ત્યાં દુનીયાની અજાયબ ચીજો રાખવામાં આવેલી છે, અને તે પછી તે ઉપરથી બીજા મુલકવાળાઓએ અજાયબખાના બનાવ્યા છે, તો એ કીતાબ ચીનના મજકુર અજાયબખાનામાં છે.

એ કીતાબ યુનાની ભાષામાંથી અરબીમાં થઇ, અને તે પછી લાટીન ભાષામાં થઇ, અને અરબી તરજુમાવાળી ખદીવે મીસરને ત્યાં છે, તેમજ અસ્તંબુલના સુલતાનના કુતુબખાનામાં છે, અને તેનો ફારસી તરજુમો શાહે ઇરાનના કુતુબખાનામાં અને લંડનમાં હીંદી કુતુબખાનામાં મૌજુદ છે, એ શીવાય બીજા કેટલાક રાજ્યોમાં તેના તરજુમા મૌજુદ છે, અને તેનો તરજુમો ઇંગરેજીમાં પણ થયો છે, અને તે ઘણાજ સારા અક્ષરથી લખાયેલી છે, અને તેના ઉપર ઘણુંજ ઉમદા સોનેરી કામ બનાવેલ છે.

અને એ કીતાબ એક મોટા શખસના કુતુબખાનામાં આવેલી અને તેણે રાજ્યદ્રોહી ગુનોહ કરવાના સબબથી તેને મારી નાખી. તેની મીલકત લીલામ કરવામાં આવી તે વખતે એ કીતાબ ૫૦૦ ગીનીમાં કોઇએ વેચાતી લીધી, અને એ લેનારે તેનો ઇંગરેજીમાં તરજુમો કરી સને ૧૭૨૮ ઇસ્વીમાં છપાવી રૂ ૫) (પાંચ) કીંમત રાખી ઘણી નકલો વેચી એટલે સુધી કે તેના વારીસોએ પણ ફરીથી છપાવીને વેચી, અને તેની ઘણી આવૃત્તીઓ થઇ, પણ જેની જેની પાસે એ કીતાબ પહોંચી તેણે ઘણી સંભાળથી છુપાવી રાખી તેમાંથી એક કીતાબ હીંદુસ્તાનમાં મહામુશકીલે આવી, અને જે રઇસની પાસે એ કીતાબ આવેલી તે સન ૧૮૫૭ ઇસ્વીમાં તે રઇસના સામાનના લીલામમાંથી આએ જનાબ મોલવી સાહેબનાં વાલીદ બુઝરગવારે રૂ ૨૫) માં વેચાતી લીધી.

મજકુર જનાબ લખે છે કે મેં આગળના હીંદુસ્તાનીઓના ધારા

પ્રમાણે જો બખીલી કરી હતે તો આ કીતાબ હીંદુસ્તાનમાં કોઈની પાસે પણ હોતે નહીં, પણ વીચાર થયો કે આના ફયઝથી બીરાદરોને મહરૂમ રાખવા નહીં તેથી ઉરદુમાં તરજુમો કરીને છપાવી, અને આની તારીફ વી૦ ન લખતાં એટલુંજ બસ છે કે આ કીતાબમાં જે કાંઇ જોવામાં આવે છે તે બરાબર સહીહ અને ખરૂં પડેછે, અને ઘણી વખત અજમાવેલ પણ છે.



## સુચના.

જાણવું જોઇએ કે ઉપર આવ્યું કે આએ કીતાબમાં જે કાંઇ જોવું હોય તે બરાબર સહીહ અને ખરૂં પડે છે, તો પણ નાજી અરજ કરે છે કે ભવિષ્યની તમામ બાબત ખરેખરી ખુદા અને તેના ખાસ બંદા શીવાય કોઇ જાણી શકતું નથી, તો પણ મજકુર કીતાબથી ઘણે ભાગે ખરી બાબત માલુમ પડે છે, અગરચે શરા પ્રમાણે તેના ઉપર યકીન રખાઇ શકાય નહીં તો પણ દીલાસા અને અનુમાન માટે ઘણી સારી બાબત છે કે જયોતીશ અને નજુમ જોવરાવનાર શોખીનો ફકત એકજ વખત દોઢ રૂપીયો ખરચી વખતો વખત ખરચાતા નાણાનો બચાવ કરવા ઉપરાંત જયાં ત્યાં ભટકવા અને એવા શખસોને ગોતવાની તકલીફ અને વખતની બરબાદીથી બચે.

અને આ કીતાબ ઉરદુમાં છપાણી છે તેના કાગળ ઘણાજ હલકા અને પુંઠા વગરની છે તો પણ તેનો રૂપીયો સવા કીમત રાખેલી છે, અને અમોએ આના કાગળ તે કરતાં ચાર ગણા ઊંચા અને વધારે ભાવના વાપરવા ઉપરાંત પુઠું પણ બંધાવ્યું છે, અને રજીસ્ટરનો હક લેવા પણ સારી રકમ આપવા ઉપરાંત રજીસ્ટરનો હક પણ રાખ્યો છે તેથી આનો દોઢ રૂપીયો કીમત રાખી છે.

આ કીતાબમાં ફાલ જોવાના કેટલાએક તરીકા જુદી જુદી જાતના લખેલ છે, પણ એ તમામ તરીકાની સમજણ ઘણે ભાગે પડવી મુશકીલ છે, તેમજ તે જોવામાં આસાની પણ નથી તેથી અમોએ એ સરવેમાંથી જે કાયદો સહેલો અને આસાન છે અને ઝટ સમજી શકાય તેવો છે તે અહીંયા લખ્યો છે.

ફાલ જોનારે એટલું ધ્યાનમાં રાખવું કે સવાલ કરે ત્યાંથી તેનો જવાબ મળે ત્યાં સુધી એજ વીશે ખ્યાલ રાખ્યા કરે અને આડા અવળા

બીજા વીચારમાં ગુંથાય નહીં, તેમજ નકામો જરૂરત વીનાનો તેમજ મશ્કરી માટે સવાલ કરે અથવા જુએ નહીં, જો મજકુર શરતો નહીં પાળે તો જવાબ ખરો અને સહીહ નીકળવો મુશકીલ છે.

## ફાલ જોવાનો તરીકો.

આએ કીતાબની પાછળ સવાલોના ૬૪ ખાના લખ્યા છે, અને એ ૬૪ સવાલ એવા છે કે ઇનસાન જોઇએ તેવો સવાલ કરે, પણ તે સવાલ મજકુર ૬૪ સવાલમાંનો એક સવાલ હશે, માટે એ ૬૪ ખાનામાંથી પોતાનો મતલબ જે સવાલમાં સમાઇ શકતો હોય તે ખાનું મુકરરર કરે, અને તે ખાનાનો નંબર યાદ રાખે. જેમકે કોઇ સવાલ કરે કે **"મને નાણું મળશે?"** તો એ મતલબનું ખાનું તપાસતાં ચાર નંબરના ખાનામાં લખ્યું છે કે **સવાલ કરનાર કોઇ વખત પૈસાવાળો થશે?** તો એના મતલબનું ચોથા નંબરનું ખાનું નીકળ્યું, તો તે વખતે તે પોતાના સવાલનો ચોથો નંબર યાદ રાખે.

પછી તે પછીનું પાનું જેના ઉપર "સીતારાઓના નંબર" એમ લખેલ છે, અને તેમાં પણ ૬૪ ખાના છે, અને તે દરેક ખાનામાં એક એક તારાનું નામ લખ્યું છે, અને તે દરેક તારાનો નંબર પણ લખ્યો છે, તો ઉપર લખ્યા પ્રમાણે પોતાના સવાલનો નંબર ધ્યાનમાં રાખ્યા પછી અને એજ ખ્યાલમાં રહીને એ ૬૪ સીતારામાંથી કોઇ પણ એક સીતારો પસંદ કરે, અને તે સીતારાનું નામ અને તેનો નંબર યાદ રાખે, જેમકે "અવરાઇલ" નામનો સીતારો પસંદ કર્યો, અને તેનો નંબર જોયો કે ૪૩ મો નંબર છે.

હવે એ સવાલની બાબત તથા તેનો નંબર અને તે પછી સીતારાનું નામ અને તેનો નંબર યાદ રાખીને તે પછી સવાલના અને સીતારાના નંબરની ગણુતરીનું પાનું ગોઠવેલું છે કે જેની અંદર એક તરફ ૬૪ સવાલના ૬૪ નંબર, અને બીજી તરફ ૬૪ સીતારાના ૬૪ નંબર ગોઠવ્યા છે, અને દરેક સીતારા તથા દરેક સવાલના ચોસઠ ચોસઠ નંબરના ચોસઠ ચોસઠ ખામણા બનાવ્યા છે, તે પાનામાં એવી રીતે જુએ કે પહેલે પોતે પસંદ કરેલા સીતારાના નંબર ઉપર આંગળી રાખે, જેમકે તેણે ૪૩ નંબરનો સીતારો પસંદ કર્યો હતો, તો તેજ નંબર ઉપર આંગળી રાખે, અને તેની બીજી બાજુએ પોતાના સવાલનો ચોથો નંબર છે તે નંબરના ખાનાથી જોતો જોતો સીધો લીટીએ ચાલ્યો જાય, અને તેમજ સીતારાના ૪૩ નંબરથી પણ જોતો જોતો ચાલ્યો જાય, એટલે સુધી કે એ બન્ને નંબર ૪૬

માં નંબરના ખાનામાં ભેગા થશે, તે સમજવું કે પોતે જે સવાલ કર્યો અથવા જોયો અથવા ફાલ ખોલ્યો તેનો જવાબ આ કીતાબના ૪૬ મા પેજમાં છે, તો તે વખતે જવાબોનું ૪૬ મું પાનું કાઢવું.

સવાલોના જવાબ દરેક ખાનામાં ચોસઠ ચોસઠ લખ્યા છે, અને એક પેજમાં ૬૪ જવાબ નહીં સમાવાથી એક એક પેજમાં બત્રીશ બત્રીશ સવાલ સામા સામા નંબર સહીત લખ્યા છે, અને બન્ને પેજનો નંબર એકજ લખ્યો છે એટલે બે પેજમાં થઇને ૬૪ જવાબ છે, અને દરેક જવાબ માટે નંબર પણ જુદો જુદો લખ્યો છે, હવે જ્યારે પોતાનો જવાબ ૪૬ મા પાનામાં છે એમ તેને ઉપર બતાવેલા કાએદાથી ખબર પડી ત્યારે તે આ કીતાબનું ૪૬ મું પાનું કાઢે, અને એ પાનમાં પોતે જે સીતારો પસંદ કર્યો હતો તેનો જે નંબર હોય તે નંબરવાળો જવાબ એ પાનામાં જુએ, જેમકે તેણે ૪૩ મા નંબરનો સીતારો પસંદ કર્યો છે, તો ૪૬ મા પેજમાં ૪૩ મા નંબરવાળો પોતાનો જવાબ છે એમ સમજીને વાંચે, તો તે વખતે તે જોશે કે ૪૩ મા નંબરમાં લખ્યું છે કે "તમારો સીતારો સારો છે તેથી દોલત ઘણી મળશે," તો માલ અથવા દોલત મળવાનું જોયું હોય અને આ પ્રમાણે નીકળ્યું હોય તો એવો જવાબ સમજવો કે માલ મળશે.

વધારે સમજણ પડવા માટે બીજો દાખલો લખવામાં આવે છે કે કોઇએ પુછ્યું કે "તે શાદી કરશે તો સુખ પામશે?" હવે એ બાબત સવાલોના ખાનામાં તપાસ કરતાં માલુમ થયું કે પચીશમા નંબરના ખાનામાં એ બાબત છે, તો પોતાના સવાલનો નંબર ૨૫ મો યાદ રાખે, અને પોતાના સવાલને પણ ધ્યાનમાં રાખ્યા કરે, તે પછી સીતારાઓના ખાના છે તેમાંનો કોઈ એક સીતારો પસંદ કરે, દાખલા તરીકે ૯ મા નંબરનો "કયસુલ" સીતારો પસંદ કર્યો, પછી એ સીતારો તથા તેના ૯ મા નંબરને યાદ રાખે, તે પછી સીતારા અને સવાલના નંબરના ખાના કાઢે, અને સીતારાના ૯ મા નંબર ઉપર આંગળી રાખી જોતો જાય, અને બીજી તરફથી સવાલના ૨૫ મા નંબર ઉપર આંગળી રાખી જોતો જાય તો એ બન્ને નંબર ૩૩ મા નંબરના ખાના ઉપર મળી રહેશે, તે સમજે કે મારા સવાલનો જવાબ ૩૩ મા પેજમાં છે, તેથી આ કીતાબનું ૩૩ મું પેજ કાઢે, અને તેમાં ૬૪ જવાબ છે, અને પોતે સીતારો ૯ મા નંબરનો પસંદ કર્યો છે, તો એ ૩૩ મા નંબરના પેજમાં ૯ મો જે જવાબ છે તે પોતાનો જવાબ છે એમ સમજે, અને તે ૯ મા નંબરવાળો જવાબ લખ્યો છે કે "સવાલ કરનાર મરદ છે તો સાધારણ સુખ પામશે, અને સવાલ કરનાર ઓરત હશે તો ઘણું સારૂં સુખ પામશે."

હાંસલકલામ એ પ્રમાણે જરૂર પડે તે જુએ, પણ ખાલી દીલ ખુશ કરવા અથવા રમોજ માટે તેમજ અજમાવવા માટે જુએ નહીં, અને જુએ તે વખતે બરાબર તેમાંજ ધ્યાન રાખે.



૧ સવાલ કરનારાવાળાની ઉમર ઘણી લાંબી છે.
૨ વાદળાં ઘણા થશે:અને વરસાદ બહુ વરસશે.
૩ અમન અને અમાન (નીર્ભયપણું) ની હાનતેઆરીમાં રહો.
૪ તમારી ઉમેદમાં ફાયદા નથી, ત્યાં કાંઇ પણ નથી.
૫ આજ તમો હારી જશો.
૬ એજ જીતશેકે જેના વીશે તમારા દીલમાં ખ્યાલ છે.
૭ તેઓની સામે જાઓ નહીં અને અગર જશો તો કાંઇ પણ આફત આવશે.
૮ તેનું જીયારતો માટે જવું નકામું છે.
૯ ખબર બહુજ સાચી છે અને અજબ થવા લાયક છે.
૧૦ તેની ખબર જરૂર સાંભળશો.
૧૧ તમારાથી જે વાત થઇ ગઇ તે થઇ ગઇ.
૧૨ ચોર હાકેમને મળી આવશે.
૧૩ બીમારી અને બીચારોની સુસ્તી.
૧૪ કાંઇ પરવા ન કરો, તમો બહુજ સારા નશીબવાળા છો.
૧૫ ખૈરીયતથી જાઓ.
૧૬ દુશમન ઘણા છે, અને દોસ્ત થોડા છે.
૧૭ જાઓ તમો નશીબવાળા છો.
૧૮ નફો થોડો થશે પણ તેમાં કાંઇ પણ ખતરો નથી.
૧૯ આ બાબતમાં શક કરો નહીં.
૨૦ ચોથી અને ઓગણીશમી નેકછે, પાંચમી અને તેરમી નહસ (ખરાબ)છે
૨૧ ઠીક છે પણ શુમ અને મનહુસ (બહુજ નહસ) છે.
૨૨ ઘણા છે માટે જરા હુશીયારીથી રહેવું.
૨૩ તે શખસ વીશે મોટો ખતરો છે.
૨૪ બેશક તમો ખતરામાં છો.
૨૫ તમારૂં નશીબ ઘણે ભાગે તમોને નફો પહોંચાડશે.
૨૬ અગર ઉઠશે તો જરૂર જીતશે.
૨૭ આજકાલ તમો સારા નસીબવાળા છો માટે અજમાવી જુઓ.
૨૮ તેના તનદુરસ્ત થવામાં શક છે.
૨૯ લોહી અને પીત્તનો વધારો.
૩૦ નહીં.
૩૧ બનાવટ નારીજાતીની છે.
૩૨ તેઓના નશીબ જુદી જુદી જાતના છે.

૩૩ સવાલ કરનારને બચ્ચાં ઘણા ઓછાં થશે.
૩૪ ટુંક મુદ્દતમાં તમો પોતાના મહબુબની ખબર સાંભળશો.
૩૫ રૂપાળા અને ખુબસુરતોથી ડરતા રહો.
૩૬ જે શખસ હાજર નથી તે પોતાની જવાની અને મોજમજાહના ખ્યાલમાં છે
૩૭ તે ખુબસુરત છે અને તેની કીસમત પણ સારી છે, પણ તેનો મીજાજ તીખો અને ખરાબ છે અને કીનાથી ભરપુર છે.
૩૮ ખુબસુરત અને રૂપાળી હશે.
૩૯ ખાહીશ હદથી વધારે છે.
૪૦ આ મામલામાં હીમ્મત અને જવાંમરદીથી કામ લેશો તો તમારી મરજી પ્રમાણે એ મામલા પુરો થશે.
૪૧ સવાલ કરનાર ઇશક તેમજ શાદી બન્ને બાબતમાં સારા નશીબવાળો છે.
૪૨ ખુશી થાઓ તમારો સીતારો સારો છે.
૪૩ તે ઓરત મગરૂરીવાળી છે પણ તમો ફાવી જશો.
૪૪ અગર વીશથી વધી જશે તો જરૂર થઇ જશે.
૪૫ તમારો મનહુસ (બહુજ ખરાબ) સીતારો જોશમાં છે, તમો રહી શકશો નહીં.
૪૬ બાવીશ અને પચીશની વચમાં.
૪૭ તેમાં ઘણો શક છે.
૪૮ છે, પણ છેટેની મુસાફરી શાયદ તમોને કરવી પડે.
૪૯ સીતારો બરાબર નથી.
૫૦ ઠીક સાધારણ છે.
૫૧ ચુસ્તી અને ચાલાકીનું કામ છે.
૫૨ હા ઘડપણમાં.
૫૩ તેને તો અજલ ખાઈ ગઇ.
૫૪ બહુજ ખરાબ સાબીત થશે.
૫૫ કોઇ છુપુ કામ કરવાનો ઈરાદો છે.
૫૬ તેની ઉમેદ રાખો નહીં
૫૭ અગર મેહનત કરશે તો ફતેહ પામશે.
૫૮ બહુજ સારા નશીબવાળો થશે.
૫૯ નસીબનો સીતારો સારો છે તેથી ઘણા ખુશનશીબી અને દોલતમંદી જાહેર છે.
૬૦ હજુ પણ તમારા સારા નસીબ ગાલીબ છે એટલે ફાવશો.
૬૧ ઉમરનો વચલો ભાગ.
૬૨ બહુજ ખુશી થાઓ નહીં, તમો એવા મુબારક વખતમાં પયદા થયા નથી કે તમોને દોલત મળે.
૬૩ બીજી વખત પાણીની બલા સામે આવશે માટે ખબરદાર રહેશો.
૬૪ જવાનીમાં બીમારી છે અને ઘડપણમાં તનદુરસ્તી છે.

૧ સવાલ કરનાર પોતાની ઉમરના આઠમા, વીશમા, બાવીશમા અને બેતા-
ળીશમા વરસમાં બહુ બીમાર થશે.
૨ સવાલ કરનારની ઉમર લાંબી છે પણ બીમાર રહેશે.
૩ ઝોહલ નામના સીતારાની તાસીરથી હવા સુકી રહેશે.
૪ મોસમના સબબથી તો અમન દેખાય છે, પણ સારૂં નથી.
૫ ત્યાં નકામી ચીજો સીવાય કાંઇ નથી.
૬ તેના હાલ ઉપર તેમજ તેની ઉમેદો ઉપર અફસોસ છે.
૭ લાંબા કદવાળો આજ હારી જશે.
૮ વઝીર અને બાદશાહને દરવાજે વસીલા વીના જા નહીં.
૯ તે ઝીયારતોમાં ફતેહ પામશે અને ઇજ્જત પણ મેળવશે.
૧૦ અગર સારી છે તો સાચી છે, અને ખરાબ છે તો જુઠી છે.
૧૧ મળશે ખરી પણ ઘણી તલાશ કરવાથી.
૧૨ બેપરવાઇથી ખોવાઇ ગયેલ છે.
૧૩ અગર ચોરને પકડવામાં આવે તો પણ તમોને કાંઇ ફાયદો નથી.
૧૪ મુસાફરીએ જવું પડશે અને કાંઇ હદીયો પણ મળશે.
૧૫ નીર્ભય રહો તેમાં કાંઇ માલ નથી.
૧૬ કોઇ જાતનો અદેશો નથી માટે જાઓ.
૧૭ ઘણા નવા નવા દોસ્ત મળી આવશે.
૧૮ બેધડક વહાણ ઉપર જાઓ, ઝોહરા નામનો સીતારો તમારી હીફાઝત કરશે.
૧૯ સફર કરો પણ ચોરોથી ડરતા રહેજો.
૨૦ એવો સાચો છે કે જેવો તમો ચાહો છો.
૨૧ છઠ્ઠી નેક અને આઠમી નહસ (ખરાબ) છે.
૨૨ અંગમાં મજબુત અને ખુબસુરત છે પણ ફરેબ આપનાર અને મક્કારબાજછે.
૨૩ ઘણા છે અને હજુ ઘણા થનાર છે.
૨૪ તેનો છુટકારો નજીકમાં છે.
૨૫ તું એ સરવે ઉપર ગાલીબ થઇશ અને ફતેહ પામીશ.
૨૬ તું પહેલાં કરતાં પણ વધારે નશીબદાર છો.
૨૭ તમો દીલ ખોલીને શરત લગાડશો નહીં, કેમકે ઘોડો બીચારો બીમારછે.
૨૮ હુશીયારીથી રમો, અલબત્તા જીતશો.
૨૯ અજલ માથા ઉપર ઉભી છે.
૩૦ લોહીનો બગાડ છે,
૩૧ તેમાં ઘણો ફરેબ થશે.
૩૨ દીકરી.

૩૩ સારા કીસમત અને દોલતમંદ.
૩૪ દીકરા અને દીકરીઓ.
૩૫ વખત પુરો થવાનો છે, અને આવવાની ખબર પણ આવી છે.
૩૬ ઘણા છે, અને કેટલાક જોરવાળા પણ છે.
૩૭ મુસીબતો, અને જનાવરો અને કોઇ છુપી બાબતોની ઢીલ થવાના વીચારમાંછે
૩૮ કદ લાંબુ છે અને વાળ વાંકા છે.
૩૯ સહુનશીલ, નાજુક અને ખુબસુરત છે.
૪૦ અફસોસ ! ઘણુ ભાગે બેવફાઇ કરશે.
૪૧ સવાલ કરનાર માટે બહુજ જરૂર છે અને તેમજ વીચીત્ર પણ છે.
૪૨ ખુશીનું કારણ થશે, પણ દોલત નહીં મળે.
૪૩ તેની ખાહીશ પુરી થવાનો જમાનો નજીક છે.
૪૪ થોડી મુદત પછી સવાલ કરનારની શાદી થશે, પણ તેમાં શરત છે કે પોતાની નીય્યત ઉપર કાયમ રહે.
૪૫ નહીં
૪૬ તેઓની પણ ઉમર મોટી છે.
૪૭ ઘણુ ભાગે મુસાફરી કરવી પડશે.
૪૮ હજી સુધી તો તમારૂં ધાર્યું થાય તેમ લાગતું નથી.
૪૯ તમોને ઘણી મુસાફરીઓ કરવી પડશે.
૫૦ કેટલુંક નુકશાન તો ચોરીથી થશે, અને કેટલુંક નુકશાન લેવા અને વેચવામાં છેતરાઇ જવાથી થશે.
૫૧ આજ તો નહીં, પણ રખેને કાલ કાંઇ થાય.
૫૨ જે ચીજની આ વખતે ખાહીશ છે તેજ ઈખ્તીયાર કરો.
૫૩ બખશીશથી તો કદી નહીં મળે.
૫૪ તેને જીવતાઓમાં ગણો નહીં
૫૫ એમ નહીં બલકે તેથી ઉલટું.
૫૬ એક તો તમારૂં અને બીજું વાચીત્ર મશહુર ચીજનું.
૫૭ આજકાલ કાંઈ સીતારો મુબારક માલુમ પડેછે તેથી તમારી મરજી પ્રમાણે મળશે
૫૮ અગર મેહનતું હશે તો જરૂર મુરાદે પહોંચશે.
૫૯ અગર માટીમાં હાથ નાખશે તો પણ સોનું થશે.
૬૦ જેમ જેમ આખર થતું જશે તેમ તેમ નસીબ જોર કરતા જશે.
૬૧ આસમાનોની ગરદીશ અને સીતારાઓથી એવું જાહેર થાયછેકે ખરાબી નજીકછે
૬૨ પહેલી અરધી ઉમરમાં દુખ અને મુસીબત છે.
૬૩ નશીબમાં કાંઈ દોલત હોય એવું લાગતું નથા.
૬૪ કોઇથી ડરવું જોઇએ નહીં.

૧ અહીં'તો પાણીથી જોખમ થવાની બીક છે અને કાંઇ ઝેરની બીક છે.
૨ બાવીશથી ચોવીશ સુધી અને આઠત્રીશથી એકતાળીશ સુધી ઘણી બીમારી થશે
૩ તેની ઉમર ઘણી થોડી છે, અને તે પણ ગમભરેલી છે.
૪ આસમાનથી પાણી ઘણું વરસશે, પણ પરીણામ સારૂં છે.
૫ આજકાલ ઇનસાન કતલ અને ગાંરત કરવાથી અણગમો રાખે છે.
૬ છુપું ઘણું ઓછું છે અને તેથી પણ ઓછું મળશે.
૭ ઘણું કરીને હારી જશે, બલકે કાંઇક ગાંઠનું પણ ખોશે.
૮ જેના વીશે તમારો ખ્યાલ વધારે સારો છે તે જીતશે નહીં.
૯ વખત મુનાસીબ જોઇને અરજી કરો, અને દીલમાં કાંઇ પણ ખતરો લાવો નહીં.
૧૦ રસ્તામાં મરી જશે.
૧૧ ફરક શાક્ષીને ખરો જાણો નહીં.
૧૨ તે નજીકમાં મળશે, માટે અંધારી અને છુપી જગ્યોમાં શોધો.
૧૩ ચોરાઇ ગઇ છે, અને કેટલીક ગારત પણ થઇ ગઇ છે.
૧૪ બહુજ મુશકીલ છે.
૧૫ એની તાઅબીર ગુસ્સોછે, અને દુશમન કીનાવાળોછે માટે જરા હુશીયાર રહેજો
૧૬ કેટલાક ભાંગ પાયા વીનાનો છે.
૧૭ અગર તમારી અકલમાં આવેલો જાઓ પણ ફરેબ આપનાર ઓરતોથી બચજો
૧૮ દુશમન ફાવશે અને દોસ્ત હારશે, કેમકે તમારા કીસમત સીધા નથી.
૧૯ નજીક છે કે વહાણ તબાહ થઈ જાય.
૨૦ તેજ દોડનાર ઘોડા ઉપર બેસશો નહીં કેમકે તમારી મુસાફરી સારી નથી.
૨૧ દોસ્ત સાચો છે માટે બહુજ ઘાડી દોસ્તી થશે.
૨૨ દશમી અને પંદરમી નેક છે.
૨૩ કદ નીચુ, રંગ કાળો અને બદબખ્ત અને ગરમ મીજાજ છે.
૨૪ ઘણા છે અને કીનાવાળા છે.
૨૫ તેના દોસ્ત તેના માટે કોશીશ કરતા નથી, તે બીચારો આફતમાં છે.
૨૬ આસમાન બુગઝવાળા દુશમનની ખબર આપે છે.
૨૭ તે ઘણે ભાગે રમશે અને ઘણી વખત હારી પણ જશે.
૨૮ જુઓ દીલગીર થાઓ નહીં અગર મુનાસીબ તદબીરો અમલમાં લાવે તો જીતે તો નવાઇ નહી.
૨૯ તમો કોશીશ કરો નહીં કેમકે હારી જશો.
૩૦ હવે મોત માથા ઉપર ઉભું છે, માટે ગુસલ કફનની તૈયારી કરો.
૩૧ કોલેરા છે અને બદહજમી છે.
૩૨ જે રીતથી તમો ચાહો છો તે રીતથી તમો મોકલો નહીં.

૩૩ ખુબ સુરત છોકરી.
૩૪ કજા અને કદરે તકદીર તો સારી લખી છે.
૩૫ આધેડ ઉમર સુધી તો થશે નહીં.
૩૬ કાગળ ચાહયો આવે છે, ખુશી થશે, રંજ અને ફીકર ઓછી થશે.
૩૭ વીરૂદ્ધ હરીફોની નીશાનીઓ તે છે.
૩૮ તેના દીલમાં દોસ્તોના પૈસાનો અને એક મુશકીલ બાબતનો ખ્યાલ છે.
૩૯ સીતારો ચાહે છે કે વર ખરાબ મળશે, પણ જરા હુશીયાર રહેજો.
૪૦ ખુબસુરત અને નાજુક બદન.
૪૧ ઈરકના હથીયાર તમામ તેજ છે પણ આખર કાંઇ વળવાનું નથી.
૪૨ અગર હસદ અને અદેખાઈ મોકુફ કરો તો મોહોબ્બત કરવામાં ફાવશો.
૪૩ જન્મના સીતારાથી એવું માલુમ થાયછે કે નસીબવાળો અને ખુશી પહોંચાડનારછે
૪૪ તમો પોતેજ થોડા દીવસમાં એ કામથી મોઢું ફેરવી લેશો.
૪૫ એ બાબત એમ નહીં થાય, અને જ્યારે તકદીરમાં નથી ત્યારે દીલગીર થવાથી શું ફાયદો ?
૪૬ એક વરસની અંદર પામશો.
૪૭ તકદીરમાં તો એમજ લખેલું છે.
૪૮ ત્રેવીશ અને ત્રીશની વચે અને તે પછી અડતાળીશ અને પચાસની વચે.
૪૯ એમાં કાંઇ શક નથી.
૫૦ એ કામ કરો નહીં અને તેમાં કીસમત અજમાવો નહીં.
૫૧ શરૂઆતમાં ચોરી થશે અને કાંઇ નુકશાન થશે, પણ વચલા ભાગમાં અલબત્તા કાંઇ નફો થશે.
૫૨ આજ નહીં તેમ કાલ પણ નહીં.
૫૩ કોઇ હલકુ આસાન કામ.
૫૪ આખી ઉમરમાં બે વખત થશે પણ વધારે નહીં.
૫૫ મરી ગયો છે, પણ યાદગાર બાકી છે.
૫૬ ઘણા દોસ્તોને મુસીબતો આવશે.
૫૭ કોઈ કાળી ચીજ છુપાવી રાખવા અને રૂપીયા.
૫૮ તમામ સીતારા સારા છે તેથી જરૂર મુરાદ પુરી થશે.
૫૯ જેના કીસમત જોરાવર હોય તે શા માટે ફાવે નહીં ?
૬૦ જેટલો વેહપાર કરશે તેટલો ફાવશે.
૬૧ મુસાફરી, મકાનનું બદલવું, એ શીવાય કેટલોક ફેરફાર.
૬૨ હજુ પણ ઘણા વીચાર છે અને તે શીવાય હજુ પણ કાંઇ થનાર છે.
૬૩ સવાલ કરનારની તમામ ઉમરમાં ફકત ૧૯ થી ૨૫ સુધી સખતી છે.
૬૪ સીતારો મનહુસ ( બહુજ ખરાબ ) છે તેથી થાય તેમ લાગતું નથી.

૧ ભાઈ સાહેબ આપતો સારા નશીબવાળા પેદા થયેલા છો.
૨ શીંગડાવાળા જનાવરથી કાંઇ ખતરો છે.
૩ ફકત ૨૩ મા અને ૪૨ મા વરસમાં જાન જાય એવી આફત આવશે.
૪ ૪૮ વરસની અંદર ચાલતો થશે.
૫ એવું માલુમ પડે છે કે મોટા વીંટાળીયા અને ધોધમાર વરસાદ આવે.
૬ દુનીઆના બાદશાહો ફસાદ કરવા તૈયાર થયા છે.
૭ સોના મોહર હતી તેમ રૂપાનાણું પણ હતું પણ કોઇ લઇ ગયું, માટે સબર કરો
૮ બેઇજ્જતી અને હલકાઇ શીવાય કાંઇ પણ નહીં મળે.
૯ જે લડાઇ શરૂ કરશે તે જીતશે.
૧૦ બેશક સવાલ કરનાર તેઓની નજરમાં માનવંત થશે.
૧૧ લુટારૂ રસ્તામાં મળશે.
૧૨ તેનો પાયો તો સત્ય ઉપર છે.
૧૩ બહુજ થોડું.
૧૪ એ ચીજ ચોરાઇ ગઇ નથી, માટે ઘરના મેડા ઉપર અને તેની ઉપરના રજોટીયામાં શોધો.
૧૫ ચોર સરકારી હદથી નીકળી ગયો, હવે પત્તો લાગવો મુશકીલ માલુમ પડેછે.
૧૬ ખબરદાર થઇ જાઓ, દુશમન પાછળ લાગેલો છે.
૧૭ તમો જે ડરોછો અને બીક રાખો છો તે તમારી બેવકુફી છે.
૧૮ દાવતમાં અદાવત થશે માટે ખબરદાર રહેજો.
૧૯ તમારા પહેલા જેવો દોસ્ત છે તેઓ સાથે બગાડો નહીં.
૨૦ લુટારૂ અને દરીયાના તોફાન અને પાણીથી ડરતા રહો.
૨૧ તમોને વરસાદના દીવસોમાં મુસાફરી કરવાની શી જરૂર છે ?
૨૨ ઘણા જણ જીભના મીઠા અને દીલના ખોટા હોય છે.
૨૩ ૧ લી અને ૨૯ મીએ એ કામ કરો, અને ૧૩ મીથી ભાગતા રહેજો.
૨૪ પીળો રંગ, કાળા વાળ, અને એક છે, અને તે નજીકમાં છે.
૨૫ કયારે હતા ? ના નહીં.
૨૬ તેના દોસ્ત તેના મદદગાર થશે.
૨૭ તે જે રસ્તે જશે તે રસ્તે ખતા ખાશે.
૨૮ જયારે તમો રમો ત્યારે એટલું ધ્યાન રાખજોકે ચંદ્ર "સુર"નામના બુરજમાં હોય
૨૯ કુમેત (રાતો ભુરો) ઘોડો જીતશે.
૩૦ આ વખતે નહીં.
૩૧ થોડા ગણતરીના દીવસો બાકી છે.
૩૨ કાંઇ છુપી બીમારી માલુમ પડે છે.

૩૩ તારી દરખાસ્ત પુરી થઇ ચુકી છે.
૩૪ છોકરો થશે, પણ તેની કીસમતમાં ઘણી મુસીબતો લખી હશે.
૩૫ તેઓની કીસમત તમારી કીસમત જેવી છે.
૩૬ તમારી કીસમતથી એવું માલુમ પડે છે કે નહીં થાય.
૩૭ સીતારો ખરાબી કરવા તૈયારછે, અને તમારી તમામ ઉમેદો નકામી દેખાય છે.
૩૮ જે પ્રમાણે સુરજથી ઝાકળ ચાલી જાયછે તે પ્રમાણે તેઓ તમારાથી હારી જશે
૩૯ પોતાની આશુક અને ખુશકી અથવા દરીઆની મુસાફરીના ધ્યાનમાં છે.
૪૦ હાલ કીસમતથી તમારી શાદી થાય એવું દેખાતું નથી.
૪૧ ખુબસુરત અને દસ આંગળી દસ દીવા જેવાંછે, એથી વધારે શું માગો છો ?
૪૨ નાહક બદગુમાની કરવી તે બેવકુફી છે.
૪૩ ઇશક તમારો તરફદાર છે, અને આશુકને તમારા મળવાનો ઇંતેઝાર છે.
૪૪ જવાનીમાં શાદી કરશો નહીં.
૪૫ તારી ખુબી ઉપર તે આશક છે.
૪૬ એવી ખરાબ જગ્યોએ બેસો નહીં.
૪૭ શાદી થશે ખરી, પણ રખેને થોડા દીવસની ઢીલ થાય.
૪૮ તમારી આખી ઉમર દુશમનોના સબબથી કડવી રહેશે,પછી જીવવામાં શું ફાયદો?
૪૯ ૩ જું, ૧૦ મું, ૨૩ મું, ૨૧ મું અને ૪૦ મું વરસ.
૫૦ કેટલીક વખત ખતરો પણ થશે, પણ સાધારણ રીતે સારી હાલતમાં રહેશે
૫૧ તમારી કીસમત બેચેન છે તેથી એક ઠેકાણે જામીને બેસવા નહીં આપે.
૫૨ એક નાની એવી મુસાફરી, એક ઝગડો, અને એક ખુશ કરનારી દોસ્તી, એટલી બાબતો થનાર છે.
૫૩ નથી, માટે ખબરદાર રહેશો.
૫૪ કાંતો ગામડાનો અથવા કોઇ ઉપજવાળી જમીનનો.
૫૫ ૪૫ મે વરસે કોઇ પરાયા માણસના મરવાથી ઘણો માલ બખશીશમાં મળશે.
૫૬ જીવે છે પણ મોટી મુસીબતમાં ગીરફતાર છે.
૫૭ કીસમતનું બયાન છે કે સારૂં છે.
૫૮ કાંઇ દરખાસ્ત, કાંઈ ઐબ અને કાંઇ અચાનક ખુશી.
૫૯ તમારા સીતારાથી માલુમ પડે છે કે પામશો.
૬૦ બેધડક શરૂ કરી દીઓ, તમે બેશક ફાવી જશો.
૬૧ કાંઇ વેચાતું લીઓ તો વીચારીને લેજો.
૬૨ પાનખર રૂતુમાં મુસીબત અને ગમ છે.
૬૩ આજકાલ મનહુસ સીતારાનો દોર છે.
૬૪ જવાની અને ૪૦ અને ૫૦ ની વચ્ચે છે.

૧ ૩૩ મું અને ૩૫ મું.
૨ જે શખસ ઉપર ઝોહલ નામનો સીતારો આકીમ હોય તે દોલતની ઉમેદ
કેવી રીતે રાખી શકે છે !
૩ પડી જશે અને ખુબ વાગશે.
૪ આખી ઉમર બીમારીથી ભરેલી છે, અને ઘડપણ બચપણ જેવું થશે.
૫ હવે થોડી રહી છે, માટે ઈબાદતમાં મશગુલ થાઓ.
૬ વરસાદથી જમીન તૃપ્ત થઇ જશે.
૭ એવી જંગ થશે કે જમીન ઉથલ પાથલ થઇ જશે.
૮ વખત પોતેજ કીમતી ચીજ છે, માટે એવી ચોજની તલાશ માટે તેને નાહક ખોવોછો.
૯ બેશક જીતશો.
૧૦ જેની હીમાયત તમો કરો છો તેની હીમાયતે ફતેહ પણ છે.
૧૧ અએ ફાની થનાર બંદા જા, નેક સીતારા તારી મદદે છે.
૧૨ જાવાનું નથી માટે નજા, એતો "રીયા" (લોકોને બતાવવા) તને જવા માટે તૈયાર કરેછે.
૧૩ ખોટું છે અને નજીક છે.
૧૪ ઉમેદ તો છે, માટે દીલ લગાડીને શોધો.
૧૫ ચોરાઇ ગઇ છે.
૧૬ હા કોઇને કોઇ પણ વખતે થઇ રહેશે, પણ જલદી નહીં.
૧૭ રોવાનો છે અને માઠા સમાચાર છે.
૧૮ આ વાત એટલે સુધી ખરી છે કે કાંઇ દુશમન છુપી રીતે લાગેલા છે.
૧૯ શરાબ પીશો નહીં, નહીં તો રડશો.
૨૦ નવી નવી દોસ્તી કરવા માટે આ વરસ અજબ અને વીચીત્ર છે.
૨૧ દરીયા મોઢું ફેલાવી બેઠો છે, ઘણાઓને ગળી ગયો, અને તમોને પણ
ગળી જવા ચાહે છે.
૨૨ અગર જશો તો દીલગીર થઇને પાછા આવશો.
૨૩ આ વાત તો ઘણી શક ભરેલી છે.
૨૪ દરેક મહીનાના પહેલા રવીવારે પરહેજ કરવી, અને ૧૮મી ઘણી સારીછે.
૨૫ સાધારણ દેહ અને સામળા રંગવાળો માણસ તમોને મહેણાં મારશે અને ગાળો દેશે.
૨૬ એટલાં છે કે તમોને ચેન લેવા નહીં આપે.
૨૭ મળશે, પણ હમણા નહીં.
૨૮ હુશીઆર રહેજો, તેઓ ઉપર ભરોસો ન કરજો.
૨૯ અગર તમો એ કામમાં વળગ્યા રહેશો તો એ રમત તમોને ખોઇ નાખશે.
૩૦ આ વખતે એજ ઘોડો જીતશે કે જેના જીતવાની તમામ કરતાં થોડી ઉમેદ છે.
૩૧ આ બાબતમાં તમો ફરેબ ખાશો.
૩૨ તેના બીજાનાથી સલામતી ચાલી ગઇ છે.

૩૩ રગો હોલી અને રંજ.
૩૪ ઘણી મોટી ફતેહ નજર આવે છે.
૩૫ છે તો છોકરો પણ જીવતો નહીં રહે.
૩૬ તમોએ જે નીશાની પસંદ કરી છે તેથી ઘણી સારી કીસમત જાહેર થાયછે.
૩૭ એવા ઘણા થોડા છે કે જે જવાનીથી વધે.
૩૮ તે ઘણે છેટે દરીયામાં છે, અને થક ભારેશી ખબર છે.
૩૯ ખુબસુરતી, અક્કલ અને ખુબીઓ એવી ચીજ નથી કે તેના હરીફ ન હોય.
૪૦ ગાડીઓ, જનાવરો, નાણું અને મોટા મોટા કામોઉં.
૪૧ ખુબસુરત અને માંજરી આંખ અને હલકા વાળવાળો છેકેનો રહેવાશી છે.
૪૨ માલદાર અને ખુબસુરત છે, પણ જરા મીજાજની તીખી છે.
૪૩ તમારા વાચારો નક્કામા છે, તે પુરો વફાદાર છે, ખુશીની વાત છે.
૪૪ તમારી ખરી મોહોબ્બતના રસ્તામાં હમેસા કાંટા પથરાય છે.
૪૫ તમો જેવા છો તેવા રહો તો સારૂ છે એટલે શાદી કરો નહીં.
૪૬ નહીં, તમારી તકદીર ઇનકાર કરે છે.
૪૭ તે ઓરત તમારી તકદીરમાં નથી, માટે મેહનત ન કરો.
૪૮ આ બાબતનો ભેદ ચોખો ખુલતો નથી.
૪૯ સવાલ કરનાર પોતાના હાલના દુશમનો કરતાં અલબતા વધારે મુદત
જીવતો રહેશે.
૫૦ ૩૨ અને ૪૯ ની વચમાં રખે રહેવાનું નસીબ થાય.
૫૧ એ તમારા કીસમતમાં જોવામાં આવતું નથી.
૫૨ છે, ખુશકી, (સુકું) પણ તરી (લીલું) પણ.
૫૩ મુસાફરી, ખાહીશો પાર નહીં પડે અને બીમારી આગળ આવશે.
૫૪ જે નહુસત (ખરાબી) આવવા વાળી છે તેજ આજે બેહતર છે.
૫૫ જુની ચાલે લીઓ અને આપો.
૫૬ પોતાની મરજી પ્રમાણે તો કદી નહીં પામે.
૫૭ જીવતો છે અને પાછો આવવાનો વીચાર પણ કરી રહયો છે.
૫૮ હા ઘણાઓ મારે છે પણ એક મરી જશે.
૫૯ એક એવી ચીજનું છે કે જેનું લોકો યકીન નથી કરતા અને છુપી
અજાયબીઓ છે.
૬૦ સીતારાથી એવું નીકળે છે કે ખુશી થાઓ.
૬૧ તેની ખાહીશ નક્કામી છે.
૬૨ બેહતર તો એ છે કે વેચાતી લીએ નહીં તેમ વેચે પણ નહીં.
૬૩ ગરમીમાં નશીબ ચમકશે, અને પાનખર રૂતુમાં દરીયાની મુસાફરી.
૬૪ ચારે તરફથી દુશમનોએ ઘેરો કરેલ છે.

૧ મોટા મોટા હાદેસા (બનાવ) બનવાવાળા છે.
૨. ૪૦ અને ૪૮ ની વચોવચ.
૩ બેશક તમારી તકદીરમાં થોડા વખત પછી ઘણી દવલત અને અમીરી જોવામાં આવે છે.
૪ પડી જશો, ઘા વાગશે અને કાંઈ ઇજા પણ પહોંચશે અથવા સખત ઘા વાગશે.
૫ ૨૮ થી ૩૩ અને ૨૨ થી ૨૪ સુધી થોડી થોડી બીમારી રહેશે.
૬ તમોને દુનીયામાં લાંબી મુદત સુધી જીવતા રહેવાનું છે, માટે જોજો બેપરવાઇ ન કરતા.
૭ વરસાદ તો વરસશે પણ ઘણો થોડો.
૮ આ વરસે મોટું મરણ થશે.
૯ અગર તમારૂં અનુમાન બરાબર ખરૂં હશે તો જરૂરછે.
૧૦ ખુશી થવાવાળી છે, તમો કેસ જીતી લેશો.
૧૧ એમ કાંઇ જરૂર નથી કે તેજ ચાલનાર હમેસાં રમત જીતે, અને હમેશા કુવ્વતવાળોજ ફતેહ મેળવે.
૧૨ કોઇ ખુબસુરત હોદ્દાવાળા શખસથી આ મુરાદ મળશે.
૧૩ જાનવારની કબર તૈયાર કરો કે તે મરી જશે.
૧૪ ઘણે ભાગે સત્ય છે.
૧૫ નહીં.
૧૬ કોઇ છુપી જગ્યોમાં છે.
૧૭ ચોર સજા પામશે.
૧૮ મુલાકાતો, મોજમજાહ, દોસ્તો અને બીરાદરો અને મતલબો પુરા થશે.
૧૯ બીલકુલ ખોટું.
૨૦ કોઇ એવી વાત નથી જે તમારે માટે અટકાયત હોય.
૨૧ અફસોસ દુશમન વધારે ગાલીબ છે.
૨૨ અગર બની શકે તો જાઓ નહીં.
૨૩ આફતો આગળ આવશે અને નુકશાન પણ ઉપાડવું પડશે.
૨૪ દોસ્ત ફરેબ આપનાર છે.
૨૫ ૨ જી, ૬ ઠી, ૧૨ મી નહસ (ખરાબ) છે, ૧૬ મી અને ૨૨ મી નેક (સારી) છે.
૨૬ એજ છે કે જે વારંવાર મોંયા સાથે મળે છે.
૨૭ છે તો ઘણા પણ તમારૂં કાંઇ કરી શકશે નહીં.
૨૮ થોડાક દીવસોમાં પામશે.
૨૯ મક્કર અને ફરબેની આફતમાં છે.
૩૦ રમો નહીં તમારા નસીબ સારા નથી.
૩૧ હારી જશો.
૩૨ જેવું તેવું પણ તે વીશે ધ્યાન રાખશો નહીં.

૩૩ ફખર પોતાના શીકારને મળી જશે.
૩૪ ગરમી અને પીત્તની હમેશા બીમારી, તાવ અને મુંઝારો.
૩૫ મોકલનારના નસીબ જબરદસ્ત છે.
૩૬ ખુબસુરત અને સારા ચેહરાવાળો છોકરો.
૩૭ એજ હુકમ છે કે તે તારા માટે મહેનત અને મુસાફરીનું કારણ થાય.
૩૮ આખું કુટુંબ કીસમતમાં લખ્યું છે.
૩૯ ટુંક મુદતમાં ખરાબ ખબર આવવાથી રડશો.
૪૦ હા છે, સારી પેઠે સમજી લીઓ.
૪૧ ઇશકનો, હસદનો અને મુસીબતનો.
૪૨ કાળો.
૪૩ એક વીધવા ઓરત કે તે તમોને ખુબ નચાવશે.
૪૪ જેવા તમો છો તેવો તે પણ બેવફા છે.
૪૫ તમારા નશીબમાં રંજ, ગમ અને રાહત એ બધું મળેલું છે.
૪૬ તકદીરમાં નથી.
૪૭ હાલ નહીં.
૪૮ ઓરતના ફંદામાં ફસવાની કોશીશ ન કરો.
૪૯ ઘણું કરીને એમજ માલુમ થાય છે.
૫૦ તમારી સામેથી માટીની જેમ ઉડી જશે.
૫૧ જુવાની અને આધેડની વચ્ચે ઘણી મુસાફરીઓ કરવી પડશે.
૫૨ સીતારો તો ઘણો સારો છે.
૫૩ નીશાની ઇનકાર કરવાની દેખાય છે.
૫૪ દુશમનોથી બચતા રહેજો, કાળા રંગનું માણસ ખેરખાહ નથી.
૫૫ કોઇ ચીજ ફળશે ફુલશે નહીં.
૫૬ ભારી ભારી ચીજો અથવા ધાતુની લેવડદેવડ.
૫૭ મુરાદાઓનો માલ તમારી કીસમતમાં છે.
૫૮ કોઇ છેટેના મુલકમાં ભટકે છે.
૫૯ તેઓની તકદીરમાં એશઆરામ છે.
૬૦ મુશકીલીમાં ફાવવાનો, અને એક સોનું.
૬૧ હા, પણ મરજી પ્રમાણે નહીં.
૬૨ પોતાની ખરાબ કીસમતને શા માટે અજમાવો છો ?
૬૩ હાલ તો નહીં પણ થોડી મુદત પછી.
૬૪ સવાલ કરનારને કેટલીક મુદત પછી ઓરતો અથવા બીજી મોજમજાહ કંગાલ કરી નાખશે.

૧ તમોને મુસાફરી કરવી પડશે, મકાન બદલશો અને પાણીની પાર જશો.
૨ તમારી અસલી અને હાલની તકદીર રંગબેરંગની છે.
૩ ૪૪—૪૫ અને ૫૫ મું વરસ.
૪ તમો તો એવાજ અમીર છો.
૫ પકડો, ના ખાશો અને કાંઇ જનાવર કરડશે.
૬ જવાની અને આધેડ પતાં સુધીમાં તનદુરસ્તી છે, ૪૦ થી ૫૦ સુધી બીમારી છે
૭ એ નીશાનીથી ગણતરીના વરસ માલુમ પડે છે માટે યાદ રાખો.
૮ વાદળાં વરસાદ અને આંધીનું તુફાન આવવા વાળું છે.
૯ નહસ સીતારાઓની તાસીરથી આ વરસે લડાઇ થાય એમ દેખાય છે.
૧૦ બેશક છે, અમે તે જગ્યોએ શોધવું પણ ઠીક છે.
૧૧ હાકીમ તમારી તરફેણમાં થશે.
૧૨ નહસ સીતારાનો રંગ ફરતી જશે.
૧૩ તમારો સીતારો ખરાબ થઇ ગયો છે, માટે હાલ કોઇ બાદશાહ અથવા બાદશાહજાદા પાસે જશો નહીં.
૧૪ રસ્તામાં કોઇ બેરહમનો ગુલામ થઇ જશે.
૧૫ એ ખબર તદ્દન ખોટી છે, એટલું જ નહીં પણ તેમાં ફરેબ અને જુઠાણું છે.
૧૬ નહીં હરગીઝ નહીં.
૧૭ આ એક ઓરતે કરેલું તોફાન છે.
૧૮ ચોર દરીયાની પાર ઉતરી ગયો છે.
૧૯ ઘણા દોસ્ત, ખુશી, મોજમજાહ, પણ નાણું નથી.
૨૦ દરેક જાતના વહેમ લાવો નહીં અને ગભરાઓ નહીં.
૨૧ ત્યાં ઝગડો થશે અને નારાજી ફેલાશે.
૨૨ દુશમન પયદા થશે અને દોસ્ત નાબુદ થશે.
૨૩ ખતરો અને બીક છે.
૨૪ આ વરસે કોઇ મુસાફરી કરશો નહીં.
૨૫ જે નીશાની તમોએ પસંદ કરી છે તેથી માલુમ થાય છે કે ખરૂં છે.
૨૬ દરેક જુમ્માનો દીવસ નહસ છે, અને બુધવાર સારો છે, અને બાકીના દીવસો સાધારણ છે.
૨૭ રાતો રંગ અને લાંબી જીભ.
૨૮ તારી લીયાકત અને ખુબીથી ઘણા પયદા થઇ જશે.
૨૯ ફરેબી સલાહ આપનારાઓએ તેને કયદ કરાવ્યો છે અને હજુ કયદમાં રહેશે.
૩૦ એથી વધારે તો તમો ખતરામાં પડયા નથી.
૩૧ આ નીશાનીથી માલુમ થાય છે કે નહીં થાય.
૩૨ કાંતો રાતો ઘોડો જીતશે અથવા એ ઘોડો કે જે સરવેથી વધારે સફેદ છે.

૩૩ દક્ષીણ તરફ મોહડું કરીને રમશો તો જીતશો.
૩૪ તમારા ઉપર બીમારી નાહુક ગલબો કરવા ચાહેછે પણ તમો તનદુરસ્ત થશો.
૩૫ શરાબ પીવાથી અને તમાશા જોવાથી ઘણી છુપી બીમારીઓ થઇ જશે.
૩૬ મોકલી આપો, હવે પહોંચી ગયો.
૩૭ ખુબસુરત છોકરી.
૩૮ સારા નસીબવાળા છે.
૩૯ ઘણા હશે.
૪૦ વખત ઝટપટ ગુજરી જશે અને તમારી મુરાદ પુરી થશે.
૪૧ તમો તેઓથી બચવાનો ખ્યાલ શા માટે કરો છો ?
૪૨ ખૌફ અને ખતર, એક વખત બોલાવવાનું કામ.
૪૩ રંગ તો સામળો છે પણ નકશી ઘણી સારી છે.
૪૪ તમામ અવયવ બરાબર છે અને આંખો કાળી.
૪૫ તમારી પાસે એવો સવાલ પુછાવે છે તે અદેખાઇ છે.
૪૬ ઇશ્ક ખરાબ ચીજ છે.
૪૭ તેમાં એક નહુસ સીતારો આડો આવ્યો છે.
૪૮ તેનો ધણી તો બીજી કોઇ ઓરત થશે.
૪૯ અગર ખાહીશ હોય તો જલદી કરો.
૫૦ નીશાનીઓથી દેખાય છે કે જરૂર જરૂર થશે.
૫૧ એવું દેખાય છે કે દુશમન પાછળ લાગ્યા રહેશે.
૫૨ જવાનીમાં અને ૩૧ મા વરસમાં.
૫૩ નહીં.
૫૪ હા છે, અને ઘણો ફેરફાર.
૫૫ એક મુસીબત આવવાવાળી છે, પોતાના વીચારો અને નાણાને છુપુ રાખો.
૫૬ નહીં, નીશાનીઓ ઉલટી છે.
૫૭ દીનના ઇલમ.
૫૮ નીશાનીથી તો ઘણી દોલત જોવામાં આવે છે.
૫૯ ઉમેદ છે કે તે વાપસ આવે.
૬૦ તમારા દોસ્ત ખુશી થશે અને પોતાની મુરાદે પહોંચશે.
૬૧ ગમનો અને મીલકતનો અને કોઇ મુશકીલનો અને નાણાનો ખ્યાલ છે.
૬૨ એમાં તો ઘણી સખતીઓ છે.
૬૩ અગર નફો ચાહતા હો તો હરગીજ નહીં.
૬૪ ફકત ઘડપણમાં.

૧ એ બાબતમાં તમારી તકદીર ઘણું ભાગે બદલતી રહેશે.

૨ તમોને મુસાફરી કરવી પડશે, અને એક સગાનું મરણ થશે.

૩ તકદીરનો સીતારો ગરદીશમાં છે, અને ખુશનસીબી તમારાથી ભાગે છે.

૪ ૩૩ મા વરસ સુધી ફીકર અને રંજ રહેશે.

૫ તમારી તકદીરમાં ઘણું ઉથલપાથલ થનાર છે.

૬ ૩૧ મા વરસે તમો બુડતા બુડતા બચી જશો.

૭ ૩૮ થી ૪૩ સુધી ઉપરા ઉપર બીમારીઓમાં ફસાયેલા રહેશો.

૮ ઘડપણ આવે એવું લાગતું નથી.

૯ પુનમ સુધીમાં ઘણો વરસાદ થશે.

૧૦ ખુનરેજી ફેલાશે.

૧૧ અંધારામાં છુપેલ છે, અને તમારી તકદીરમાં નથી.

૧૨ બેધડક રહો તમો જીતશો.

૧૩ કાળાવાળવાળો હારશે.

૧૪ કોઇ પણ હોય, પણ બાદશાહોની મેહરબાની પાયા વીનાની હોય છે.

૧૫ હાલ બરાબર નથી, અને એવી ફુનમાં જાનથી પણ હાથ ધોઇ નાખશે.

૧૬ ખોટી, ગલત, પાયા વીનાની, વાહીયાત, નકામી.

૧૭ નજીક છે પણ બનવાજોગ નથી.

૧૮ ગફલતના સબબથી ખોવાઇ ગઇ.

૧૯ ચોર દરીયાનો પાર થઇ ગયો.

૨૦ મોતની ખબર તેમજ કફન, દફન અને ગુસલની.

૨૧ ગોટાળો છે.

૨૨ ત્યાં શરાબ ખુબ પીવામાં આવશે, અને મોજમજાહની મજલીસ થશે.

૨૩ એક મોટા દરજાવાળા સારા માણસની દોસ્તી થશે.

૨૪ માફીની પુંછડીથી ડરતા રહેશો, અંદેશો છે

૨૫ હા થશે, અને મજાહ ભરેલું થશે.

૨૬ હા તમારી તકદીરથી તો એ વાત ખરી માલુમ પડે છે.

૨૭ ફક્ત ૧૩ મી તારીખ અને જુમાથી બચતા રહેશો.

૨૮ નીચું કદ અને રાતો રંગ.

૨૯ ઘણા છે, અને બહુજ હસદવાળા છે.

૩૦ તેથી ઉલટી ઉમેદ રાખો.

૩૧ બેશક છે.

૩૨ પોતાની કીસમત માટીમાં અજમાવ, પોતાના હાથ ઉપર ભરોંસો નરાખ.

૩૩ જે ઘોડા સરવે કરતાં દુબળો છે તે જીતસે.
૩૪ સીતારાથી માલુમ થાય છે કે તે બન્ને તમારી તરફેણમાં છે.
૩૫ બીમારીથી જરૂર શફા પામસે.
૩૬ માથા અને મોંહાનું દરદ છે.
૩૭ તેના ઉપર ઉલટો ઠપકો આવશે.
૩૮ છોકરો.
૩૯ અગર તમો ખરા દીલથી પુછો છો તો તેઓ હશે.
૪૦ ઘણું કરીને નહીં.
૪૧ નીસાનીથી એવું દેખાય છે કે ખુશી આવે છે.
૪૨ દોસ્ત મક્કાર અને દગાબાજ છે.
૪૩ વહાણની, એક ગાયબ થયેલા શખસના આવવાની, અને ઇશકની.
૪૪ લાંબુ કદ, ખુબસુરત, અને માંજરી આંખોવાળો.
૪૫ ખુબસુરત, ચેહરો ઠીક પણ અમીર નહીં.
૪૬ સાચો પણ છે, પણ મીજાજ સારો નથી.
૪૭ ફાવશે.
૪૮ નીશાનીથી દેખાય છે કે નહીં.
૪૯ હા આઓજ વરસે શાદી કરવી.
૫૦ તે તો તમારી થઇ ચુકી છે.
૫૧ હા તમારા તકદીરથી માલુમ પડે છે કે થશે.
૫૨ તેઓજ તમારા કરતાં વધારે જીવતા રહેશે.
૫૩ ૪૦ ની પહેલે તમારા નસીબમાં મુસાફરી નથી.
૫૪ મુસાફરો ઘણી ઓછી થશે, અને તેજ બહુજ થકાવી દેશે.
૫૫ ન લાંબુ, ન વધારે.
૫૬ દુશમનોથી અને તકલીફોથી ખતરો છે.
૫૭ સોતારાથી તો નશીબ સારા દેખાય છે.
૫૮ કીમતી ચીજનું ખરીદવું, વેચવું.
૫૯ ૪૪ મે વરસે મળશે.
૬૦ જીવે છે, અને એક આબાદ શહરમાં રહે છે.
૬૧ તેમાં ઘણે ભાગે બદનસીબ છે.
૬૨ ઓરતોને ઇશકનો અને નફસની ખાહીશોનો ખ્યાલ છે.
૬૩ મળશે પણ શરતે છે કે રૂપીયાની વાત ન હોય.
૬૪ તેને કહો હાલ મુલતવી રાખ.

૧ આ કામ તેને સારી રીતે અજમાવી લેવા દીઓ.
૨ હા એ કામ કેટલાક કામો ઉપર નજર કરતાં પહેલે થશે.
૩ તે ખારા અથવા મીઠા દરીયાને બીજે કીનારે જશે અથવા દરીયાની અને ખુશ્કીની મુસાફરી કરશે.
૪ કીસમત સારા નથી, મુસીબતોમાં ફસાએલ છે.
૫ ૫૦ પછી.
૬ એક નહુસ સીતારો હજુ ચડેલો છે.
૭ જમીનના જનાવર કરડશે અને ડંક મારશે, અને કાંઇ વાગશે.
૮ ૨૨ માં ૨૮ માં અને ૪૧ મા વરસમાં બીમારી છે, અને ઘડપણમાં તનદુરસ્તી છે.
૯ તમારા સીતારાથી માલુમ પડે છે કે તમારી લાંબી આયુષ્ય છે.
૧૦ સુકી હવા ચાલતી રહેશે, અને ટીપું પણ નહીં વરસે.
૧૧ વઝીરો અને અમીરોમાં વાદવીવાદ અને તકરાર થશે.
૧૨ સોનું પણ છે અને રૂપું પણ છે.
૧૩ હરીફ ફતેહ પામશે.
૧૪ જે તેજ હથીયાર અથવા તીરથી લડશે તે જીતશે.
૧૫ પોતાની તકદીરને અજમાવો નહીં.
૧૬ સવાલ કરનારને રસ્તામાં મીનારા, કીલ્લા, મહેલ વી૦ મળશે.
૧૭ સાધારણ ખબર છે.
૧૮ પોતાના ઉતારાની નીચે તલાશ કરો.
૧૯ ચોરાઇ ગઇ છે, અને એક ઓરતે ચોરાવેલ છે.
૨૦ ચોર હદથી વધારે મક્કરબાજ છે.
૨૧ મુસીબત અને ગમ છે, માટે ખબરદાર રહેજો.
૨૨ જે લોક તમારાથી વધેલા છે તે તમારાથી સખત દુશમની કરી રહ્યા છે.
૨૩ તમારી લીયાકતના સબબથી ત્યાં ઘણા ચુગલીખોર પયદા થયા છે.
૨૪ દોસ્ત અને દુશમન જલદી જલદી પયદા થશે.
૨૫ જેનાથી તમોને અણગમો છે તેની સાથે એક મોટો ઝગડો થવાવાળો છે.
૨૬ જલદી જલદી સફર કરો.
૨૭ હાલ તો છે.
૨૮ હમેશા મેહનત કરે જાઓ.
૨૯ ખુબસુરત અને ઉતારત નામના સીતારાની ખાસીયત રાખવાવાળો છે.
૩૦ તેઓ કરતાં વધારે મક્કરવાળા અને ખોટા દોસ્ત કદી થયાંજ નથી.
૩૧ ઘણું કરીને માલુમ થાય છે કે તે ત્યાંજ રહેશે.
૩૨ તમને જે વાતનો ખતરો છે તે તો જાહેર છે.

૩૩ રમત બગડશે અને તમોને ભાગવું પડશે.
૩૪ ઘોડો તેમજ સ્વાર જીતશે નહીં.
૩૫ નહીં કોઇમાં પણ નહીં.
૩૬ તનદુરસ્ત થઇ જશે.
૩૭ માથું, પડખું અને અવયવના દરદ.
૩૮ બહુજ ગુસ્સાની સાથે લેવામાં આવશે.
૩૯ છોકરો ઘણો બહાદુર.
૪૦ દુનીયામાં પાપડ ભાંગવા પયદા થશે.
૪૧ ઘણું, ગાડું ભરીને.
૪૨ થોડા દીવસમાં તે પોતેજ તમોને મળવા આવે છે.
૪૩ ખુશીમાં રહો, ચીંતા રાખો નહીં, બહુજ થોડું છે.
૪૪ ઐશ આરામનું, દાવતનું, અને ઇશકનું.
૪૫ કાળો રંગ અને સાદી શીકલ.
૪૬ અદેખી અને પેટબળી.
૪૭ તે તો તમારી સોહબતનો મુશતાક છે.
૪૮ ઇશકનો રસ્તો કાંટાવાળો અને ખતરવાળો છે.
૪૯ એ મામલામાં તમારી કીસમત નથી.
૫૦ તમારો સીતારો સારો છે.
૫૧ ટુંક મુદતમાં સીતારો સારો થશે.
૫૨ અગર ૨૨ વરસથી વધી ગઇ હશે તો થઇ જશે.
૫૩ તકદીર હીમ્મતથી હા પાડતી નથી.
૫૪ ૨૫ પછી, અને ૨૫ અને ૩૨ ની વચમાં.
૫૫ જાનનું જોખમ છે.
૫૬ રબેને હોય.
૫૭ નાણાની કોથળી મળશે.
૫૮ જે કાંઇ થઇ શકે તે કરો, નસીબવાળા છો.
૫૯ જનાવરોની સોદાગરી.
૬૦ પાછલી ઉમરમાં મળશે.
૬૧ છે તો જીવતો પણ સખત મુસીબતમાં છે.
૬૨ નહીં.
૬૩ તેના ખ્યાલોમાં બેઇતબારી છે, અને કાંઇ રંજ પણ દેખાય છે.
૬૪ તેના કીસમત સારાં નથી.

૧ હીમ્મત ધરીને પોતાનું કામ શુરૂ કરી આપે.
૨ મુશકીલથી.
૩ પ્રવાહી પદાર્થ અને નાની ચીજોમાં.
૪ કાંઇ ફેરફાર અથવા દરીયાની મુસાફરી.
૫ કોથળી ખાલી છે.
૬ ઘણું કરીને ત્રીશ પછી.
૭ અફસોસ ! તેનો સીતારો સારો નથી.
૮ ખરાબ મોત આવશે.
૯ તેઓનું અંગ નબળાઇને લીધે બીમાર રહેશે.
૧૦ સીતારાથી તો તેની આયુષ્ય લાંબી દેખાય છે.
૧૧ શીયાળામાં પાલો, ગરમીમાં વરસાદ, બહારની મોસમમાં વાંટોળીયા પાનખર રૂતુમાં અનાજ.
૧૨ ગ્રહણ નહીં થાય તો ચયન રહેશે.
૧૩ તેઓ કહે છે કે ત્યાં છે તે બીલકુલ જુઠા અને દગાબાજ છે.
૧૪ નીશાની તો તેની મરજી મુજબ દેખાય છે.
૧૫ જે લડાઇ કરશે તેજ સરવેથી વધારે જબરદસ્ત છે.
૧૬ એ કામને અટકાવનાર ખૌફ અને બીક છે.
૧૭ તેને જરૂર છે કે ઝાલીમ અમીરના મહલથી ભાગતો રહે.
૧૮ ખરેખર તદ્દન સાચું છે, કાંઇ પણ અંદેશો ન કરો.
૧૯ અગર સારી કોશીશ કરવામાં આવે તો.
૨૦ ચોરાઇ તો ગઇ છે અથવા એમ સમજો કે હાથ નહીં આવે.
૨૧ કોઇ ઓરતના હાથથી ચોરી થઇ છે, પણ મળે એમ લાગે છે.
૨૨ ચુગલખોરી, તોહમત, ખૌફ અને પરેશાની.
૨૩ દોસ્તનું કમીનાપણું ઇઝા પહોંચવાનું કારણ થશે.
૨૪ ત્યાં તમને દોસ્ત મળશે.
૨૫ ઇલમ અથવા હુનરમાં કોઇ માનવંતો દોસ્ત.
૨૬ હવા સારી હશે અને સફર મુબારક થઇ મુરાદ પુરી થશે.
૨૭ જાઓ અમન અને અમાન છે, ચૈન મળશે.
૨૮ બેશક એવાની દોસ્તી હકીકતમાં ગનીમત છે.
૨૯ જેટલા મંગળવાર છે તે તમામ નહસ છે.
૩૦ તાકતવાળા, કટમસ્તા અને ગોરા.
૩૧ ભુરા વાળવાળા દોસ્તોથી ચેતીને ચાલજો.
૩૨ અગર તમો સાફ દીલથી પુછોછો તો નહીં.

૩૩ તેઓથી ડરે નહીં.
૩૪ જુગારથી તેમજ કોઇ બાબતથી તમારી ચડતી નહીં થાય.
૩૫ હાંતો રાતા તથા ધોળા રંગવાળો ઘોડો અથવા તમામ કરતા હલકા રંગ વાળો ઘોડો જીતશે.
૩૬ આ નફસના ફરેબથી હવે તો અટકો.
૩૭ જીંદગાનીની દોરી હવે તુટવા વાળી છે.
૩૮ દમ અને મરડાની બામારી છે.
૩૯ પછી કોઇ દીવસ મોકલી આપજો.
૪૦ છોકરો.
૪૧ નસીબ અને સીતારા તેઓના મદદગાર છે.
૪૨ સવાલ કરનારને જોઇએ કે તેઓની ખાહીશ ન કરે.
૪૩ હસદ તેને ખરાબ કરશે.
૪૪ ઘણા છે, અને ઘણી જગ્યોમાં છે.
૪૫ તેજ કદમનો, અને એક એવા શખસનો કે જેના તેઓ બહુજ આશકછે.
૪૬ સારી સુરત અને સારો બોલનાર.
૪૭ ખુબસુરત પણ કાળું મોહું.
૪૮ જે તે વખતે હતો તે આ વખતે પણ છે, વફાદાર હતો, વફાદાર છે અને વફાદાર રહેશે.
૪૯ હમણા શું છે? તમોને ખબર નથી, હજુ તો કેટલીક વખત ઇશક અને મોહોબ્બતને બદલી નાખશે.
૫૦ હા, પણ બહુ ખુશી થવાની નથી.
૫૧ હા થશે, જયાં સુધી થઇ શકે ત્યાંસુધી પોતાની મોહોબ્બતના ફંદામાં ફસાવો.
૫૨ હાલથી તો તે તમારી થઇ ચુકી છે.
૫૩ આવતા વરસની અંદર.
૫૪ ખરાબમાં ખરાબ દુશમનોમાંથી એક તો જલદી મરી જશે.
૫૫ સાડત્રીશમાં વરસ સુધી મુસાફરી નહીં કર તે પછી જોઇ લેજો.
૫૬ નહીં, તેમજ કાંઇ ફેરફાર પણ નહીં.
૫૭ ત્રણ વખત, અને દરેક વખતે મુરાદે પહોંચશે.
૫૮ તોહફા, હદીયા, યાર, દોસ્ત, મેળાવટ.
૫૯ ઇખ્તીયાર કરો, અજમાવો ઉમદા છે.
૬૦ રીતથી ઉલટું ન હોય તો.
૬૧ હા કાંઇક થોડું.
૬૨ જીવે છે, કાંઇ અંદેશો નથી.
૬૩ બલકે એમ કહો કે નામુબારક.
૬૪ કોઇ મુશકાલ કામમાં છુપી રીતે પતો લગાડજો, અથવા કાંઇ ગડબડ છે.

૧ કોઇ અજાયબનો, અને એક દોસ્તના એશ આરામ વધવાનો.
૨ નીશાનીથી માલુમ પડે છે કે થાય એમ નથી.
૩ તેના નશીબ સારા નથી, કાંઇ કઠણાઇ આવે એવું માલુમ પડે છે.
૪ હા, હા, બીસ્મીલ્લાહ.
૫ ઘણા અજબ અજબ બનાવો આગળ આવવા વાળા છે, અને એવા બનાવો હશે કે તેની ઉમેદ પણ નહીં હોય.
૬ સારી અને નરસી કીસમતની વચોવચ છે.
૭ ૪૭ થી ૪૯ સુધી.
૮ તમારો સીતારો નહસ છે.
૯ કેદ થવાનો અને કોઠા કરડવાનો ખતરો છે.
૧૦ તમારૂ અંગ લથડી ગયું છે, પણ ૪૦મા વરસની નજીક મોતના મોહામાંથી બચશો.
૧૧ તમો ઘણા ઘરડા થઇને કબરમાં જશો.
૧૨ નીશાની તો દુકાળની દેખાય છે.
૧૩ વરસ નહસ છે.
૧૪ ખઝાનો પણ છે પણ તકલીફ હદથી વધારે પડશે.
૧૫ હા, તોપણ નુકશાન તો થસે.
૧૬ બન્ને હીચકારા દીલવાળા છે.
૧૭ તખત, તાજ, તલવાર અને તીરથી પરહેઝ કર, અને ખુદાની મરજી ઉપર રાજી રહે.
૧૮ આ ઝીયારત કરવામાં તોક અને સાંકળ અને મલેકુલમોત તેની રાહ જુએછે.
૧૯ ઉડી ગયો ખરો પણ એકદમ ખોટું છે.
૨૦ કેટલુંક તો હજી તમારા ઘરમાં છે.
૨૧ કયારની ચોરી થઇ ચુકી અને વપરાઇ પણ ગયું.
૨૨ ચોર સઝા પામશે.
૨૩ ઝુઠી તોહમત, ફરેબ અને દગો.
૨૪ સવાલ કરનારને જોઇએ કે કોઇથી અણગમો રાખે નહીં.
૨૫ એ દાવત પછી લોક બીમાર થઇ જશે.
૨૬ જબરદસ્ત દોસ્ત.
૨૭ આ મુસાફરીમાં તોફાન આવશે, પણ ખબર થશે.
૨૮ ઘોડા ઉપર સ્વાર ન થજો.
૨૯ ભલે પધાર્યા, ટહુ છે.
૩૦ ૫ મી અને ૧૭ મી મુબારક છે.
૩૧ કમીના લોક.
૩૨ એટલા છે કે તમો ખુશી રહી શકશો નહીં.

૩૩ આઝાદી ( મુક્તપણું ) નજીક છે.
૩૪ કોઇ ભારે દુશ્મનથી ડરો નહીં.
૩૫ જુગાર ઉપર ભરોંસો કરો નહીં.
૩૬ અગર ઘોડો દોડશે તો જીતશે.
૩૭ કીસમત તો ઘણું છેટે ભાગે છે.

૩૮ મરવાની અણી ઉપર આવીને શફા પામશે.
૩૯ અશકતતા અને ઉંઘ બરાબર ન આવવી.
૪૦ ગુસ્સામાં લખશો નહીં.
૪૧ છોકરો.
૪૨ નસીબવાળા સીતારા છાંયા કરી રહ્યા છે.
૪૩ ઘણા.
૪૪ થોડાજ દીવસમાં અજબ ખબર આવશે.
૪૫ ઘણા છે ઘણા.
૪૬ નાણું અને મનને પસંદ પડતી ચીજ મળવાથી.
૪૭ લાંબા કદવાળો પરણેલો.
૪૮ એવો કે કદી તમોએ જોએલો નહીં હોય.
૪૯ દાદાગરી કરે છે, અને પોતાના લુચ્ચાઇના સબબથી હકને છુપાવે છે.
૫૦ બસબસ એટલા પલળી ન જાઓ, મીણ જેવા નરમ ન થાઓ.
૫૧ ફકત એ વાતમાં કેટલીક બાબતો વધી જશે.
૫૨ અજમાવવાથી બચો.
૫૩ અગર તમારૂં દીલ થતું હોય તો ઝટપટ લઇ લીઓ.
૫૪ શાદી હાલ થનાર નથી.
૫૫ કોઇ નહીં, તકદીર રજા આપતી નથી.
૫૬ ૧૫ મે અને ૩૦ મે વરસ.
૫૭ નહીં બલકે ઉલટું.

૫૮ સારી નીશાનીઓથી કાંઇ ઉમેદ તો થાય છે.
૫૯ તમારા નશીબ સારા છે, કાંતો કામ મળશે, કાંતો કોઇથી દોસ્તી થશે.
૬૦ નેક સીતારા જોરમાં છે.
૬૧ કપડાનો વેહપાર.
૬૨ તકદીરમાં દેખાતું નથી.
૬૩ હયાત છે પણ મુસીબતમાં છે.
૬૪ ઘણે ભાગે મોત આવશે અથવા મુસીબતમાં ફસાશે.

૧ તેઓ ઉપર ઘણા ફેરફાર થનાર છે.
૨ ઓરતોનું હૈવાનોનું, મકાનોનું અને મુસાફરીનું.
૩ ઘણા કામમાં તે ફતેહ પામશે.
૪ આથી તો મુશકીલ દેખાય છે.
૫ બેહતર છે કે જુદા રહે.
૬ સખત બીમારી અને મકાનનું બદલાવું.
૭ નીશાનીઓ બરાબર નથી તેથી મુરાદ પુરી થવી મુશકીલ છે.
૮ ૬૫, ૩૨ અને ૫૨.
૯ તકદીરનો સીતારો કહે છે કે તમોને પુરેપુરી મોજ મજા નસીબ થશે.
૧૦ પાણી અને આગથી ખતરો છે.
૧૧ ઘડપણમાં ઘણી બીમારી આવશે.
૧૨ ઉમર ઘણી મોટી છે.
૧૩ વાદળાં, વરસાદ અને તોફાન થશે.
૧૪ અમન અને અમાન રહેશે અને તમામ જણ ખુશી કરશે.
૧૫ કાંઇ પણ નહીં.
૧૬ ઘણી નીશાનીઓ ઉલટી છે.
૧૭ એક પણ નહીં.
૧૮ થશે તોપણ એક બેગમ હશે.
૧૯ તે ઇજ્જત પામશે અને વેસ બદલીને આવશે.
૨૦ કાંઇક સાચું છે.
૨૧ નુકસાન ઉપર નુકશાન શા માટે કરો છો ?
૨૨ આ નીશાનીથી ચોરી થઇ માલુમ પડે છે.
૨૩ હાલ તો નહીં.
૨૪ એશ, ઇશરત, ગાન, તાન, ખાણું, પીણું અમીરો અને વઝીરોની મેહરબાની.
૨૫ અસલમાં તો કાંઇ પણ નથી.
૨૬ ઘરમાં રહેતો બેહતર છે.
૨૭ ત્રણ મોટા ઉમદા દોસ્ત.
૨૮ વહાણમાં મોજા વાળા દરીયામાંથી સલામતીથી પસાર થશે.
૨૯ જયારે એમ છે તો સુસાફરી ન કરો.
૩૦ શુકન સારા નથી.
૩૧ દરેક શનીવાર સારા છે.
૩૨ નાના અને હલકા લોક.

૩૩ ઘણા હુસદવાળા દુશમન.
૩૪ કીસમતથી મદદ મળશે.
૩૫ કાળા રંગના હુસદવાળા લોકથી.
૩૬ ખુશ નસીબી અને નુકસાન બન્ને છે.
૩૭ પડીને ઝખમી થશે.
૩૮ જુગાર અને પાના રમવામાં ખરાબી છે.
૩૯ હકીમ બદલી દેવો જોઇએ.
૪૦ તાવ અને ફોડકીઓ.
૪૧ તકદીરમાં એમજ દેખાય છે.
૪૨ દીકરી.
૪૩ અગર જવાન થવા પછી હયાત રહેતો.
૪૪ રખેને હશે.
૪૫ દશકને પણ તમારી તકદીર ઉપર અફસોસ છે.
૪૬ કાળા રંગવાળા રાતા મોઢાના માણસ.
૪૭ કીતાબનો, ઘોડાનો અને મુશકીલ કામનો.
૪૮ એવો શખસ હશે કે જે દરિયા પારથી આવશે.
૪૯ ખુબ સુરત અને દોલત વાળી.
૫૦ હા એમજ દેખાય છે.
૫૧ જરા સખ્તી અને તકલીફની સાથે.
૫૨ હાલ નહીં.
૫૩ આ નીશાની તમોએ ખરાબ લીધી.
૫૪ તકદીરથી સખતીઓ આગળ આવશે.
૫૫ નહીં.
૫૬ સીતારા ખરાબ છે અને પરીણામ મારું.
૫૭ ૫૩ મે વરસે ઘણું ફરશો.
૫૮ બહુજ સારૂં.
૫૯ નશીબ તો એમજ કહે છે.
૬૦ એ ખબરો કે જેની ઉમેદ નથી, તોહફા અને દાન.
૬૧ અંહી નીશાનીઓ ખરાબ છે.
૬૨ પોતાની મરજીથી એક પણ નહીં.
૬૩ બહુજ થોડું.
૬૪ ઘણે છેટે છે અને પાછો આવે છે.

૧ તે દરીયાની પેલી પાર રહે છે.
૨ આ નીશાનીથી એક જણનું મોત દેખાય છે.
૩ ગમ, ખાહીશ અને બેદ્દતબારી.
૪ અગર હસદથી વધારે ખાહીશ નહીં કરે તો પામશે.
૫ કાંઈ વધારે ઉમેદ નથી.
૬ સાધારણ ખુશી છે.
૭ એક ફરીયાદ, ચોરીથી નુકશાન, અને મુસાફરી.
૮ બદ કીસમતીએ ચારે તરફથી ઘેરી લાધેલ છે.
૯ ૨૮ અને ૩૬ ની વચમાં.
૧૦ નાણું અને સોનું ઘણું મળશે.
૧૧ ૬ ઠા વરસે તેજ હથીયારથી નાનું એવું ઝખમ લાગશે.
૧૨ ૮ મા અને ૨૩ મા વરસે બીમાર થશે અને બાકીના વરસોમાં તનદુરસ્ત રહેશે.
૧૩ એ નીશાનીથી તો ઘડપણ આવતું દેખાય છે.
૧૪ ઘણોજ વરસાદ વરસશે.
૧૫ નીશાનીઓ જંગ કરવાની દેખાય છે.
૧૬ જરા પણ નહીં.
૧૭ એથી કામ પુરૂં થાય એમ દેખાય છે.
૧૮ તમારો સાથવાળો, તમારો બહાદુર હારી જશે.
૧૯ તીખા અને ઉછાછળા મીજાજવાળા અમીરોને ત્યાં જાઓ નહીં.
૨૦ ઘણી સારી ખાતરદારી થશે.
૨૧ તે વીશે જરા પણ યકીન કરો નહીં.
૨૨ હાલ નહીં પણ પછી થોડુંક મળશે.
૨૩ થોડી ચોરાઇ ગઇ અને થોડી ખોવાઇ ગઇ.
૨૪ તેમાં એકથી વધારે ચોર છે.
૨૫ ઘરના લોકો બીમાર થશે અથવા બીજી જાતની તકલીફ ઉપાડશે.
૨૬ કાંઇ દેખાતું નથી.
૨૭ અગર જશો તો મજાહ મળશે.
૨૮ વરસ મુબારક છે માટે બની શકે તેટલા દોસ્ત મેળવો.
૨૯ દરીયામાં ઘણા ખતરા છે, અગર સલામતી ચાહો તો કીનારો પકડો.
૩૦ ચોરોથી બચતા રહજો.
૩૧ શુકનથી તો દગાબાજી દેખાય છે.
૩૨ ૧૧ મી અને ૨૯ મી ઇખ્તીયાર કરો.

૩૩ વધારે ઓરતો છે.
૩૪ ઘણા છે ઘણા છે, માટે ચેતીને ચાલજે.
૩૫ મોટી બીક તો ખોટી સાક્ષીની છે.
૩૬ તમારો સીતારો તકલીફથી ખાલી છે.
૩૭ જો જો હો ! રમતા નહીં, નહીં તો પસ્તાશો.

૩૮ અગર ઝખમી ન થાય તો એટલો જુઠ કરશે કે કાઇ ફાવે.
૩૯ ફરેબમાં અને મક્કરમાં ફસાઇ જશો.
૪૦ બીમાર માણસ મરવાની અણી ઉપર છે.
૪૧ કલેજા અને મેદાનું દરદ છે.
૪૨ કોઇ ભરોંસાવાળા કાસીદને મોકલજો.
૪૩ ખુબસુરત છોકરી.
૪૪ તેના તકદીર ઉંધા છે.
૪૫ જ્યાં સુધી તમો નાઉમેદ નહીં થાઓ ત્યાં સુધી નહીં.

૪૬ આ નીશાનીથી તો માશુકની મગરૂરી અને તમારી નાઉમેદી દેખાય છે.
૪૭ આથી હરીફો ઘણા દેખાય છે.
૪૮ રોવાનું, ગમનું અને છુટકારાનું.
૪૯ નાઝુક બદન અને રૂપાળું કદ.
૫૦ સારો, સહનશીલ અને શરીફ.
૫૧ અલામત તો કહે છે હરગીઝ નહીં, બલકે મોટો ગમ દેખાય છે.
૫૨ મોટી મુસીબત પછી.
૫૩ અગર નાખુશ નથી પણ કીસમત જરૂર ખરાબ છે.
૫૪ હરગીઝ નહીં.
૫૫ તેની ઉમેદ નજીવી છે.
૫૬ ઠીક લાગતું નથી.
૫૭ બેશક હાલ જેઓ છે તેઓથી વધારે છે.
૫૮ ૬ ઠા, ૧૯ મા, ૨૦ મા અને ૪૧ મા વરસે.
૫૯ બેશક નીશાની તો એમજ કહે છે.
૬૦ હા ખુશકીનો તેમ દરીયાનો પણ.
૬૧ તમોને ઘણી સખતી અને તકલીફ આગળ આવશે.
૬૨ નહસ સીતારાનો અમલ છે.
૬૩ કફન, દફન અથવા દવાનું કામ.
૬૪ મળશે પણ બહુ નહીં.

૧ કેટલીક વખત.
૨ આ નીશાનીથી દેખાય છે કે જીવે છે.
૩ ઘણે ભાગે ખાતરી થાય છે કે કીસમત સારા નથી.
૪ તેજ ચીજોનું, જનાવરોનું અને છેટા છેટા મુલકોનું.
૫ આથી ભારે નુકશાન જોવામાં આવે છે.
૬ કાંઇ નજીવી ઉમેદ છે.
૭ જંગમાં અથવા ઝખમમાં તે પડશે.
૮ મોટી ભારે આફત.
૯ ખરાબ નસીબ ચાલ્યા આવે છે માટે હુશીયાર થઇ જાઓ.
૧૦ ૪૭ થી ૫૧ સુધી.
૧૧ નીશાની અને સીતારાઓથી દોલત જોવામાં આવે છે.
૧૨ ઘા ખાશે અથવા જુના મકાન પડવાથી દબાઇ જશે.
૧૩ ઉમરના વચલા ભાગમાં બીમારી છે.
૧૪ દોલત, તનદુરસ્તી, નેઅમત, કુવ્વત દીનબદીન વધતું અને લાંબી આયુષ્ય.
૧૫ ઠંડી પડશે.
૧૬ દુનીયામાં જેજે મોટા મોટા માણસ છે તેઓમાં મરણ થશે.
૧૭ હા છે, અને અગર ત્યાં નહીં મળે તો તેની નજીક જરૂર મળશે.
૧૮ અગર હુશીયાર રહેશે તો જીતશે.
૧૯ એજ કે જેનો તમોને ખ્યાલ છે.
૨૦ આપ ઉપર બાદશાહ અને શેહઝાદાઓની મેહરબાની થશે, કેમકે નીશાની કહે છે કે તમો ખુશી થશો.
૨૧ હજાર સખતી પછી પુરૂં કરશે.
૨૨ એ બાબતમાં ઘણો શક છે તો પણ તપાસ કરવી જોઇએ.
૨૩ બહુજ મુશકીલ માલુમ પડે છે.
૨૪ ખરેખર ચોરાઇ ગયેલ છે.
૨૫ અમને એમ દેખાય છે કે પત્તો લાગશે પણ તમારે હાથે નહીં.
૨૬ થોડી ખબરો ઓચીંતી આવશે અને કાંઇ પયગામ જલદી જલદી આવશે, અને એક મેહમાન આવશે.
૨૭ વાહીયાત, માલ વીનાનું.
૨૮ આનાશઓ પાસે રાગ ગવરાવી મોજમજાહ કરશે.
૨૯ દગો અને સખતી.
૩૦ જોજો હો બીહામણા દરીયામાં પડતા નહીં.
૩૧ અગર બની શકે તો જવું મોકુફ રાખો.
૩૨ આ નીશાનીથી મક્કરબાજ સાબીત થાય છે.

૩૩ ૧ લી, ૨૩ મી નહસ છે, ૧૫ મી અને ૧૯ મી નેક છે.
૩૪ અમો સાચું કહીએ છીએ કે ઘણા છે અને શુરવીર છે.
૩૫ સાતારો જબરદસ્ત છે.
૩૬ એક ઝગડો ઉભો થશે, અજીગમો ફેલાશે અને તે બીચારો લાંબી મુદતે છુટશે.
૩૭ આ શુકનથી ઝગડો થાય એવું દેખાય છે.
૩૮ ઉમેદ નકામી છે, નફો મળવાની કોઇ સુરત દેખાતી નથી.

૩૯ આ વખતે જે સરવેથી તેજ છોડનાર ઘોડો છે તેજ હારી જશે.
૪૦ શા માટે દમીને પોતા ઉપર બરબાદી લાવો છો ?
૪૧ સારા સીતારાએ બચાવી લીધો.
૪૨ સનેપાત, બકવાટ, ઇત્યાદી.
૪૩ જાય છે પણ શુકન સારા નથી.
૪૪ નારીજાતી અને ખુબસુરત.
૪૫ તેઓના નશીબમાં નેક સીતારાનો અમલ છે.
૪૬ તકદીર આશા અપાવે છે.
૪૭ કાલે તમોને રંજ થશે અને રડશો.
૪૮ ઘણા છે, હદથી પણ વધારે છે.
૪૯ ઇશકના શરાબના અને ઉમદા વસ્ત્રના.
૫૦ નીચું કદ, પોળું મોઢું.
૫૧ પીત્તાળો મીજાઝ, વાત વાતમાં ચીડાઇ જવાવાળી, ઓળખાણ વીનાની.

૫૨ નીશાનીથી સત્ય અને વફાદારી જોવામાં આવે છે.
૫૩ સીતારા લડી પડયા તેથી ઉમેદ નથી.
૫૪ અગર હાલ કરવું હોય તો નહીં.
૫૫ અગર તમો કરશો તો તમો કાંઇ પણ ખુશી નહીં થાઓ.
૫૬ ફરીને કોશીશ કરો તે તમારીજ છે.
૫૭ હા હશે.
૫૮ ખરૂં જાણો તમો જીવતા રહેશો.
૫૯ આવતા વરસે તમારે મુસાફરી કરવી પડશે.
૬૦ તમારો સીતારો તમારા લાભમાં છે.
૬૧ અગર છે તો સારૂં નથી.
૬૨ જરા હુશીઆર રહેજો, એક ઓરત તમોને છેતરશે.
૬૩ એક ખરાબ શુકન જોવામાં આવે છે.
૬૪ કાંઈ હલકો અને આસાન.

૧ દરીયાની અથવા સોદાગરીની.
૨ ઘડપણમાં.
૩ મરી નથી ગયો.
૪ તમારા દોસ્તોને કાંઇ મુસીબત આગળ આવશે.
૫ કાંઇ હલકી ચીજનો અને થોડાક અણીવાળી ચીજોનો.
૬ આ નીશાનીઓ તમારી ખાહીશો માટે સારી નથી.
૭ ઘણું મુશકીલ કામ છે.
૮ શુકન સારા નથી.
૯ કોઇ મોટા માણસ અથવા દોલતવાળાથી કાંઇ ફાયદો પહોંચનાર છે.
૧૦ સારા સીતારાથી તમામ વીચારો દુર થઇ જસે.
૧૧ ૩ જો ૧૭ મો ૨૭ મો ૩૩ મો અને ૪૩ મો.
૧૨ નીશાની નેક છે, દોલત ઘણી મળશે.
૧૩ અગર થશે તો એકાદ.
૧૪ ૪૨ માથી પહેલે મરણતોલ બીમાર થશે.
૧૫ તમારા સીતારાથી તો માલુમ થાય છે.
૧૬ બરફ અને તુફાન આ નીશાનીથી જાહેર થાય છે.
૧૭ બીજા મુલકમાં લડાઇના રાતા વાવટા ઉડાડવામાં આવશે.
૧૮ એક જરા પણ નહીં, શા માટે નકામી મેહનત કરો છો ?
૧૯ ઇનસાફ કરનાર પોતે તેની તરફ છે.
૨૦ તેજ હથીયારથી લડશે તે જીતશે.
૨૧ પોતાની જાનની અમાન ચાહો બુગઝ અને હસદ તમારી સાથે ઘણો કરવામાં આવે છે.
૨૨ કોઇ જંગલી તેનું ખુન કરે એવું માલુમ પડે છે.
૨૩ નીશાની ખરાબ છે, અને સાચું નથી.
૨૪ ફકત થોડું.
૨૫ ચોર લાંબા કદવાળો અને ખરાબ ચેહરાવાળો છે.
૨૬ હા કોશીશ કરવાથી મળશે.
૨૭ આ સ્વપનાથી અને આ નીશાનીથી કીતાબ બનાવવાનું અને કાંઇ લખાણ કરવાનો સામાન દેખાય છે.
૨૮ તમારે કાંઇ ખતરો નથી.
૨૯ ઘણું કરીને આ મીજમાનીમાં ઝગડા થશે.
૩૦ આ નીશાનીથી ત્રણ દોસ્ત અને ત્રણ દુશમન દેખાય છે.
૩૧ વહાણ બુડી જવાની નજીક થશે.
૩૨ આ સફર મુબારક નથી.

૩૩ તમામ શુબાહ અને શંકા ફોકટ છે.
૩૪ સરવે આતવાર સારા, અને સરવે મંગળવાર ખરાબ.
૩૫ ઘણે ભાગે ઓરતો.
૩૬ ઘણા છે, અને હસદ કરનાર પણ ઘણા છે.
૩૭ કયદ એવી સખત છે કે જેવી હતી.
૩૮ શામાટે ડરોછો ? તકદીરમાં તો એમજ લખ્યું છે.
૩૯ પરીણામમાં તો બરમાદી છે.
૪૦ અને શરતમાં લગાડો નહીં.
૪૧ જરા હુશીયારીથી રમજો, હવે નશીબ સારા દેખાય છે.

૪૨ બહુજ સખત ખતરામાં છે.
૪૩ અવયવ અને મરડાનું દરદ.
૪૪ હાલ શક છે રખેને થાય.
૪૫ કાળા રંગનો છોકરો થસે.
૪૬ તેઓના સીતારા બરાબર નથી.
૪૭ એક મુદ્દત સુધી નહીં.
૪૮ દુશમની અટકાવે છે.
૪૯ કેટલાંક છે અને તેપણ તુચ્છ અને હલકા છે.
૫૦ કીતાબોના હીસાબના લખાણના અને કોઇ કોઇ મુસાફરીના.

૫૧ પીળો રંગ અને થોડો ઘરડો.
૫૨ ખુબસુરત છે પણ દુબળી પાતળી.
૫૩ જરા વીચાર તો કરો તમો પહેલા જેવા રહ્યા નથી.
૫૪ તેના આસાર તો ખરાબ દેખાય છે.
૫૫ હાલ શાદી કરવી નહીં.
૫૬ નહીં.
૫૭ બેશક થશે.
૫૮ ઘણું કરીને એજ છે.
૫૯ રહેશે, અને એક તો હમણા મરનાર છે.
૬૦ ૨૨-૨૩-૩૦ અને ૩૧ મા વરસમાં.
૬૧ તદ્દન ઉલટું.
૬૨ ઘણા ફેરફાર છે.
૬૩ કોઇ વેપારમાં નાણું ખોશે.
૬૪ આજ ખરાબ સીતારો છે.

